# સમર્પણની કથાઓ

( રવીન્દ્રનાથ )

બંગાળીમાંથી અનુવાદ કરનાર

નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

'પાટીદાર'મન્દિર,

આણંદ

મૂલ્ય ૩ આના,

ટપાલખર્ચ ૧ આનો

*

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલને માટે છાપ્યું. તા. ૧૦ : ૪ : '૨૮



કવિકુળગુરુ રવીન્દ્રનાથ

# સમર્પણની કથાઓ

રવીન્દ્રનાથ.

બંગાળીમાંથી અનુવાદ કરનાર

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ**

'પાટીદાર' મંદિર,

**આણંદ**

મૂલ્ય ૩ આના.

ટપાલખર્ચ ૧ આનો

# નિવેદન

આજે આપણે સમસ્ત અંગે પતિત થયા છીએ, અપંગ થયા છીએ. રાજકીય, સામાજિક, આર્થિક, માનસિક, આત્મિક, એ સર્વે અંગે અપંગ થઇ પડ્યા છીએ. વડની એક જ ડાળ નહિ, પણ સર્વે ડાળ સાથે સંસ્કાર પામે, તો જ વડ નીરોગ ને પુષ્ટ બને. તેમજ માનવજીવનનાં સૌ અંગ સાથે સંસ્કાર પામે, તો જ એ જીવન નીરોગ અને પુષ્ટ બને, સર્વાંગસુન્દર બને.

પાટીદાર પાટીદાર મટી હિન્દુ થાય ને હિન્દુ મટી માનવ થાય, પોતાનું સુન્દર સમર્પણ લેઇને માનવીના મહામેળામાં દેવપૂજા કરવા જાય, એ દૃષ્ટિએ 'પાટીદાર' માસિક આજે પાંચેક વર્ષથી ચાલે છે. બીજા દેશભક્તો દેશની સર્વસામાન્ય ઉન્નતિને માટે પ્રયત્ન કરી રહ્યા છે; પાટીદારના સામાજિક અને આર્થિક વ્યવહાર તેના કુળાચાર પ્રમાણે બીજી નાતજાતોથી કંઇક અંશે નોખા હોવાથી તે વિશેષ વ્યવહારો વિશેષ રૂપે સંસ્કાર પામે એવા પ્રયત્ન કરવાનો એ માસિકનો હેતુ છે. પણ સાથે જ આત્મિક ભાવનાઓ સંસ્કાર પામે, એવા પ્રયત્ન કર્યા વિના પણ નથી રહેવાતું.

ન્યાય માટે કંઇક આપવું, એમાં કશું અર્પણ નથી. ન્યાય જવાતો પણ આપી દેવું એમાં જ અર્પણ છે. અને પરના હિતને માટે જીવન સુદ્ધાં આપી દેવું એ સૌથી મોટું સમર્પણ છે. એ આત્મિક ભાવનાઓનું – ધર્મનું – શિક્ષણ પ્રત્યક્ષ ઉપદેશ દ્વારા જેટલું સફળ થાય, તેના કરતાં પરોક્ષ કથા દ્વારા વધારે સફળ થાય છે, એમાં હવે કશી શંકા નથી રહી. 'કથા ઓ કાહિની' નામે ગ્રન્થમાં ભારતના કવિકુળગુરુ રવીન્દ્રનાથે આત્મસમર્પણની એવી કેટલીક ભારતકથાઓ બંગાળીમાં યોજી છે. પાટીદાર ભાઇઓ એ કથાઓ વાંચી પોતાના ક્ષુદ્ર સ્વાર્થ હોમતાં શીખે, સમર્પણની કંઇક ભાવના તેમનામાં જાગ્રત થાય, એટલા માટે એ કથાઓનો ગુજરાતી અનુવાદ એકેક 'પાટીદાર'માં આપ્યે ગયો છું. આજે એ સૌ કથાઓને પુસ્તકરૂપે પ્રકટ કરું છું, ને સમસ્ત ગુજરાતી ભાઇઓના હાથમાં મુકું છું. આશા છે કે ગુજરાત એનો યથાયોગ્ય સ્વીકાર કરશે.

નરસિંહભાઇ પટેલ

# સમર્પણની કથાઓ

## ૧

## શ્રેષ્ઠ ભિક્ષા

( અવદાનશતક )

"પ્રભુ બુદ્ધને માટે ભિક્ષા માગું છું; અરે ઓ નગરવાસી, જાગો છો કોઇ?" એમ મેઘગર્જના કરી અનાથપિંડદે કહ્યું. હજી તો છેક અહુણા જ અરુણનાં હસતાં કિરણ શ્રાવસ્તિ-નગરીની ગગને પહોંચતી હવેલીઓનાં શિખર સાથે ધીરેધીરે ખેલવા લાગ્યાં છે. હજી તો વૈતાલિકો ઉંઘતા પડ્યા છે, એમણે મંગળગાન ગાવા પણ માંડ્યાં નથી. સવાર થયાની શંકાએ કોયલ ધીરો ટૌકો કરે છે. ભિક્ષુક ફરી ગાજે છે: "અરે ઓ ઉંઘતા નગર, મને ભિક્ષા દે, તારી ઉંઘ ઉડાડ." એ સુર સાંભળીને સુતાં નગર-જન સૌ કંપી ઉઠયાં. સાધુ કહે: "સાંભળો, વરસાદનાં વાદળાં પોતાનો નાશ કરી નાખીને વૃષ્ટિધારાનું દાન દે છે, ત્યાગધર્મ એ જગતમાં સૌ ધર્મનો સાર છે."

દૂર દૂર કૈલાસને શિખરેથી આવતા ભૈરવના મહાસંગીત જેવી એ વાણી સુખતંદ્રાભર્યાં ભવનમાં ગાજી ઉઠી. રાજા જાગીને વિચારે જે રાજ્યધન વૃથા છે, ગૃહસ્થ વિચારે જે આ તુચ્છ વિલાસસામગ્રી મિથ્યા છે. બાલિકાઓ વિનાકારણે આંસુ પાડવા લાગી. જે લલિત સુખથી હૃદય અધીરાં થઇ જતાં લાગતાં હતાં, તે તો કામિનીઓની ગઇ રાતની તુટેલી ચગદાએલી સુકી માળા જેવાં લાગતાં હતાં.

ઘેરઘેર બારીઓ ઉઘડી ગઇ, ઉંઘ ઉડી આંખો કુતુહલભરી દૃષ્ટિએ અન્ધારે માર્ગે જોવા લાગી. "જાગો, ભિક્ષા દો!" એમ બોલતો બોલતો નિદ્રાહીન આંખ ઉંઘતી અટારીઓ સામે જોતો જોતો ભિખારી એકલો સુને રાજમાર્ગે ચાલે છે. ધનવાન વાણિ-

ચણોએ મુઠીએ મુઠીએ રત્ન રસ્તા ઉપર ફેંક્યાં, કોઇએ કંઠહાર ફેંક્યા, કોઈએ માથાના મણિ ફેંક્યા! ધનવાન થાળ ભરીભરીને સોનું લાવે; સાધુ લે નહિ, દૂર પડ્યું રહે. એ તો કહે: “ભિક્ષા મારા પ્રભુને માટે દો કોઇ!” વસ્ત્ર ને ભૂષણે ધરતી ઢંકાઇ ગઇ, સોને ને રતને વિજળીના ચમકારા થવા લાગ્યા, સંન્યાસી તો ખાલી ઝોળી લેઇ પોકારે છે: “અરે ઓ નગરજન, સાવધાન થાઓ; બુદ્ધ ભગવાન એ તો શ્રેષ્ઠ ભિક્ષુક, એમને માટે સર્વશ્રેષ્ઠ દાન દો.” રાજા પાછો ફરે, શેઠ પાછો ફરે, પ્રભુને ભેટ દેવ જેવું કશું ના મળે; વિશાળ નગરી આજે નીચે મ્હોંએ લાજી રહી.

તડકો નીકળ્યો, દેશ જાગી ઉઠ્યો; મહાનગરીનો માર્ગ પુરો થયો ને નગરબહાર સીમપ્રદેશમાં સાધુ ચાલ્યો. એક દીન નારી; ધરતી એની પથારી, ના મળે એને અન્ન કે આભૂષણ. એ આવી ને સાધુના ચરણકમળમાં નમી પડી. એની પાસે વસ્ત્રનો એક જ ટુકડો હતો. જાળાની આડે જેમ તેમ છુપાઇને શરીર ઉપરથી તે ઉતાર્યો ને હાથ લાંબો કરી રસ્તાની ધારે ફેંક્યો. ભિક્ષુએ હાથ ઉંચા કરીને જયનાદ કર્યો: “ધન્ય માતા, તને આશીર્વાદ છે મારા, મહાભિક્ષુકને જોઇતું તેં એક પલકમાં પુરૂં પાડ્યું.” નગર ત્યજીને સંન્યાસી ફાટ્યુંતુટ્યું એ વસ્ત્ર માથે મુકી બુદ્ધને ચરણનખે સોંપવા ચાલ્યો.

( અ ૧૯૫૪ ) ૫ કાર્તિક, ૧૩૦૪

---

૨

**પ્રતિનિધિ**

સતારાના કિલ્લા ઉપર બેઠેલા શિવાજી મહારાજે એક દિવસ પ્રભાતકાળે જોયું કે પોતાના ગુરુ રામદાસ, જાણે અન્નહીન હોય એમ, બારણે બારણે ભિક્ષા માગતા ફરી રહ્યા છે. વિચાર્યું:

---

[1] અનાથપિંડદ બુદ્ધદેવનો એક અગ્રેસર શિષ્ય.

"આ તે શું? જેને ઘેર જરાય દીનતા નથી, એ ગુરુજીના હાથમાં ભિક્ષાપાત્ર? જેને સૌ હાથમાં છે, રાજ્યેશ્વર જેને પગે પડેલો છે તેની વાસનાને અન્ત નથી?"

ફુટચા પાત્રમાં ગતદિવસ જળ રેડચે પણ તરસ છીપાવવાની ચેષ્ટા વૃથા છે! વિચાર્યું: "કેટલું આપ્યે એમની ભિક્ષાઝોળી એકેવારે ભરાય એ જોવું જોઇશે." તરત જ લેખણ આણીને કોણ જાણે કંઇક લખી દીધું, બાલાજીને બોલાવીને કહ્યું: "ગુરુજી કિલ્લે ભિક્ષા માગવા આવે, ત્યારે આ લેખ એમને ચરણે સોંપજો."

સામે કેટકેટલા લોક, કેટકેટલા ઘોડારથ દોડચા જાય છે; ગુરુજી તો ગાતા ચાલે છે: "હે ભવેશ, હે શંકર, સૌને તેં ઘર આપ્યાં, મને તો માર્ગે ભટકતો કર્યો! મા અન્નપૂર્ણાએ સૌ વિશ્વનો ભાર લીધો છે, સૌ ચરાચર સુખમાં છે; હે ભિખારી, માની પાસેથી મને કાઢી લઇને તારો પોતાનો અનુચર બનાવી દીધો છે!"

ગાન સમાપ્ત થયું, મધ્યાહ્ને સ્નાન કરી પરવારીને કિલ્લાને દરવાજે એ આવ્યા, ત્યારે બાલાજીએ એમને નમી પેલો લેખ એમને ચરણે મૂકી દીધો ને એક બાજુએ ઉભો રહ્યો. ગુરુએ કુતૂહલથી એ લેખ ઉપાડયો ને વાંચી જોયો. શિવાજીએ એમને ચરણકમળે વન્દન કરીને એમને પોતાની રાજ્યરાજધાની સોંપી દીધાનો એ લેખ છે.

બીજે દિવસે રામદાસે રાજાની પાસે જઇને કહ્યું: "પુત્ર, બોલ જોઉં, રાજ્ય મને સોંપી દેશે તો તું શું કામ કરશે, તારામાં એવો કયો ગુણ છે, ગુણી?" શિવાજીએ એમને નમીને કહ્યું: "તમારા દાસત્વમાં આનન્દે પ્રાણ દેઇશ." ગુરુ કહે: "ત્યારે તો આ ઝોળી ખાંધે ચઢાવી લે, ચાલ આજ ભિક્ષા માગવા."

ભિક્ષાપાત્ર હાથમાં લેઇને શિવાજી ગુરુની સાથે નગરમાં બારણે બારણે ફર્યા. રાજાને દેખીને બાળકો ભયથી ઘરમાં દોડી જાય, માતાપિતાને બોલાવી લાવે. અતુલ ઐશ્વર્યમાં રમનારો, તેને આજ ભિખારીનું વ્રત! એ તો પાણીમાં પત્થર તરે એના જેવું! લાજીને ભિક્ષા આપે, હાથ થરથર કાંપે, વિચારે જે આ તો મોટા લોકની લીલા!

કિલ્લામાં બપોરનાં ટકોરખાનાં વાગ્યાં. કામકાજ બંધ કરીને પુરવાસીઓ વિશ્રામ કરે છે. એકતારા ઉપર તાલ દેતા દેતા રામદાસ ગાન ગાય છે, આંખમાંથી આનંદનાં આંસુ વહે છે: "અરે ત્રિભુવનપતિ, તારી ગતિ કળાય ના; તારે કશાનો અભાવ નહિ, તોય હૃદયેહૃદયે તું ભિક્ષા માગતો ફરે, શાનું સર્વસ્વ ધન ચાહે તું, પ્રભુ."

છેવટે સંધ્યાકાળે નગરની એક બાજુએ નદીકિનારે સ્નાન કરી પરવારીને ભિક્ષા-અન્ન સુખે રાંધ્યું; ગુરુએ કંઇક ખાધું, શિષ્યને કંઇક પ્રસાદ મળ્યો. રાજાએ પછી હસીને કહ્યું: "રાજાનો ગર્વ ઉતારીને એને રસ્તાનો ભિખારી કરી મુકયો છે; હજી યે કંઇ અભિલાષા હોય તો દાસ તૈયાર છે, ગુરુ પાસેથી ગુરુ દુઃખ લેવા!"

ગુરુ કહે: "ત્યારે સાંભળ, કઠણ પ્રતિજ્ઞા કરી, ત્યારે તો એને અનુરૂપ ભાર લેવો જોઇશે. આ મેં આપ્યું માનીને, મારો થઈ મારે નામે આ રાજ્ય ફરી વાર લે. વિધિએ તને ભિક્ષુકનો પ્રતિનિધિ, દીન ઉદાસીન રાજ્યેશ્વર બનાવ્યો; જે રાજધર્મ તું પાળે એને મારૂં જ કાજ સમજજે, રાજ્ય લેઇને ય રાજ્યહીન રહેજે.

"વત્સ, ત્યારે મારા આશીર્વાદ સાથે લે આ મારૂં ભગવું વસ્ત્ર; વૈરાગીના આ વસ્ત્રનો વાવટો કરી લેજે." રાજશિષ્ય નમ્યે માથે નદીતીરે બેશી રહ્યો છે, કપાળ ઉપર ચિન્તા છવાઇ રહી

છે. ગોવાળની વેણુ વાગતી થંભી ગઇ, ધેણુ પાછી વાડામાં ફરી, સૂર્ય સામે પાર ચાલ્યો ગયો.

રામદાસ પુરવી રાગમાં તાન ધરીને એકમને ગાન ગાવા લાગ્યા: "મને સંસારની અન્દર રાજાના સાજ સજાવી બેસાડ્યો ને તું તો આડમાં જઇ બેઠો! હે રાજા, મેં તારી પાદુકા આણીને રાખી છે, ને હું તો તારા બાજઠ નીચે બેઠો છું; સન્ધ્યા થઇ ગઇ છે, હજી યે કયાં સુધી બેઠો રહું? તું તારા રાજ્યમાં ચાલી આવ."[1]

( સંવત ૧૯૫૪ ) ૬ કાર્તિક, ૧૩૦૪

---

૩

બ્રાહ્મણ છાન્દોગ્ય ઉપનિષદ : પ્રપાઠક ૪, અધ્યાય ૪

સરસ્વતીતીરે અન્ધારી વનચ્છાયામાં સન્ધ્યાસૂર્ય અસ્ત પામ્યો છે; વનાન્તરમાંથી સમિધના ભારા માથે મુકીને ઋષિપુત્રો શાન્ત આશ્રમમાં પાછા ફર્યા છે; સ્નિગ્ધશાન્ત આંખોવાળી થાકીપાકી હોમધેનુઓને તપોવનના વાડામાં પાછી વાળી આણી છે; સન્ધ્યા સ્નાન સમાપ્ત કરીને, કુટીરને આંગણે હોમાગ્નિના પ્રકાશમાં ગુરુ ગૌતમને ઘેરી શિષ્યો સૌ આસન માંડી બેઠા છે. શૂન્ય અનન્ત ગગનમાં ધ્યાનમગ્ન મહાશાન્તિ વ્યાપી રહી છે, સ્તબ્ધ કુતૂહલપૂર્ણ નિઃશબ્દ શિષ્યમંડળીની પેઠે નક્ષત્રમંડળો હારોહાર બેસી ગઇ છે. એકાન્ત આશ્રમ ચકિત થઇ ઉઠ્યો છે, મહર્ષિ ગૌતમ બોલ્યા: "વત્સગણ, આજ તમને બ્રહ્મવિદ્યા કહું, સાવધાન થાઓ."

એવે સમે હાથમાં અર્ધ્ય લેઇને એક તરુણ બાળક આંગણામાં પેઠો; ફલપુલદળે વન્દન કરીને, ઋષિને ચરણકમળે નમીને

* -

[1] આકવર્થ સાહેબે કેટલીક મરાઠી ગાથાઓનો જે અંગ્રેજી અનુવાદ-ગ્રન્થ પ્રકટ કર્યો છે, તેની ભૂમિકામાં વર્ણવેલી ઘટના ઉપરથી. શિવાજીનો વાવટો 'ભગવા ઝંડા'ને નામે પ્રખ્યાત છે.

ભક્તિભાવે કોકિલકંઠે સુધાસ્નિગ્ધ સ્વરે બોલ્યો: “ભગવાન, બ્રહ્મવિદ્યા શીખવાની અભિલાષાએ દીક્ષા લેવા આવ્યો છું: કુશક્ષેત્રવાસી છું, સત્યકામ મારું નામ છે.”

એ સાંભળીને સ્મિતહાસે બ્રહ્મર્ષિએ એને સ્નેહશાન્ત શબ્દે કહ્યું: “કુશળ હો, સૌમ્ય! તારું ગોત્ર કયું? વત્સ, બ્રહ્મવિદ્યા પામવાનો માત્ર બ્રાહ્મણને જ અધિકાર છે.”

બાળક ધીરે બોલ્યો: “ભગવાન, ગોત્ર જાણતો નથી. અનુમતિ આપો તો મારી માતાને પુછીને કાલે આવું.” એવું કહીને ઋષિચરણે પ્રણામ કરી સત્યકામ ચાલતો ગયો. ઘાડા અંધારા વનમાં થઈને ચાલતો બાળક ક્ષીણ સ્વચ્છ શાન્ત સરસ્વતીની પાર થઈ રેતીકિનારે ઉંઘતા ગામને છેડે માતાની ઝુંપડીમાં પેઠો.

ઘરમાં સન્ધ્યાદીવો બળતો હતો; માતા જબાલા બારણું ઝાલી પુત્રની વાટ જોતી ઉભી હતી; એને દેખીને છાતી સરસો ચાંપ્યો, માથું સુંઘીને કલ્યાણકુશળ વાણી બોલી. સત્યકામે પુછ્યું: “કહો માતા, મારા પિતાનું નામ શુ? કયા વંશમાં મારો જન્મ? દીક્ષા માટે ગૌતમની પાસે ગયો હતો. ગુરુએ મને કહ્યું, ‘વત્સ, બ્રહ્મવિદ્યા પામવાનો માત્ર બ્રાહ્મણને જ અધિકાર છે.’ માતા, મારું ગોત્ર કયું?” એ વાત સાંભળીને, નમ્યે મ્હોંએ મૃદુકંઠે માતા બોલી: “યૌવનમાં દારિદ્ર્યદુઃખે અનેકને સેવીને તને પામી છું, આ પતિહીન જબાલાને પેટે તું જન્મ્યો છે; તારું ગોત્ર જાણતી નથી, તાત!”

બીજે દિવસે તપોવનનાં તરુ ઉપર પ્રસન્ન નવીન પ્રભાત જાગ્યું. તરુણ પ્રકાશના જેવા શિશિરસ્નિગ્ધ, નવી પુણ્યચ્છટા જેવા ભક્તિઆંસુએ શુદ્ધ, પ્રાતઃસ્નાને સ્નિગ્ધ, ભીની જટાવાળા, શુચિએ શોભતી ને સૌમ્યમૂર્તિ ઉજળી કાયાવાળા સૌ તાપસ બાળક વૃદ્ધ વડની છાયા નીચે ગુરુ ગૌતમને વીંટી વળી બેઠા છે. પક્ષી ગાન ગાઇ રહ્યાં છે, ભ્રમર ગુંજી રહ્યા છે, જળ કલ-

રવ કરી રહ્યું છે; એની સાથે અનેક ગમ્ભીર મધુર વિચિત્ર તરુણ કણ્ઠે શાન્ત સામગાનનો સુર ઉઠે છે.

એવે સમે સત્યકામે પાસે આવીને ઋષિચરણે પ્રણામ કર્યા, વિનાબોલ્યે ઉદાર આંખે જોઈ રહ્યો; આશીષ આપીને આચાર્યે એને પુછ્યું: "કયું ગોત્ર તારૂં સૌમ્ય, પ્રિયદર્શન?" માથું નમાવી બાળક બોલ્યો: "ભગવાન, નથી જાણતો મારૂં કયું ગોત્ર તે. માતાને પુછ્યું, એણે કહ્યું: 'સત્યકામ, યૌવનમાં દારિદ્રદુ:ખે અનેકને સેવીને તને પામી છું, આ પતિહીન જબાલાને પેટે તું જન્મ્યો છે; તારૂં ગોત્ર જાણતી નથી.'"

એ વાત સાંભળીને, મધપુડા ઉપર પત્થર પડ્યે ઉડેલી માખીઓની પેઠે, શિષ્ય સૌ મૃદુસ્વરે ગણગણવા લાગ્યા, સૌ વિસ્મયે વિકળ બની ઉઠ્યા; લજ્જાહીન અનાર્યનો અહંકાર જોઇ કોઇ હસ્યો, કોઇએ તિરસ્કાર કર્યો. ગૌતમઋષિએ આસન ઉપરથી ઉઠીને, હાથ પહોળા કરી બાળકને આલિંગન દીધું ને કહ્યું: "અબ્રાહ્મણ તું ન હોય, તાત! તું દ્વિજોત્તમ, તું સત્ય-કુળે જન્મેલો!

( સં. ૧૯૫૧ ) ૭ ફાગણ, ૧૩૦૧

---

૪

## મસ્તક-વિક્રય

( મહાવસ્તવદાન )

કોશલ રાજાનો જોટો નથી, જગતભરમાં એનાં યશોગાન ગવાય છે; દુર્બળને ત્યાં શરણ મળતું, દીનનો એ સદા માતા-પિતા હતો. એ વાત સાંભળીને કાશીરાજા અભિમાને બળી રહ્યો છે: "મારી પ્રજા મારા કરતાંયે એને મોટો માને? મારાથી જેનું આસન નીચે, તેનું દાન વધી જાય? ધર્મ, દયા, માયા એ સૌ મિથ્યા છે, એ તો માત્ર એની બડાઇ છે." પછી કહ્યું: "સેનાપતિ, તલવાર લો, સેના સૌ ખડી કરો. મારાં કરતાંયે

એ પુણ્યવાન? એનું અભિમાન વધી ગયું છે!" કાશીરાજ જુદ્ધ કરવા ચાલ્યો. કોશલરાજ રણસંગ્રામમાં હારીને રાજ્ય છોડી દેઇ લાજનો માર્યો દૂર વનમાં પલાયન કરી ગયો. પોતાની રાજસભામાં વળતો કાશીરાજ હસીને બોલે, જે "ધન રાખવાની જેની શક્તિ, તેને જ દાતા થવું શોભે."

સૌ કળકળી ઉઠ્યાં: "દારુણ રાહુ આમ ચન્દ્રને ઘેરે? લક્ષ્મી બળવાનનો જ હાથ સ્વીકારે, ધર્મની સામે જુએ ના." દશ દિશા રોવા લાગી: "અમે આજ નબાપાં થયાં. સકળ જગતનો જે બન્ધુ, તેના શત્રુને ધિક્કાર!" સાંભળીને કાશીરાજ રાગ કરી ઉઠ્યો: "નગરમાં આટલો શોક શાને? હું તો બેઠો છું, ત્યારે કોને માટે લોક સૌ રડી મરે? મારે બાહુબળે હારીનેય એ મારા ઉપર જય મેળવશે? શત્રુને કદીયે બાકી રાખવો નહિ એમ શાસ્ત્રમાં કહ્યું છે. મન્ત્રી, નગરમાં ચારે બાજુએ પડો વગડાવીને જાહેર કરો કે કોશલરાજને જે પકડી લાવશે તેને સો સોનામહોર આપીશ." રાજદૂત ઘેરઘેર ફરીને આ વાત દિનરાત સંભળાવે છે. જે સાંભળે તે આંખ મીંચે, જીભ કરડે, કમ્પીને કાને હાથ દે.

રાજ્ય વિનાનો રાજા મલિન વસ્ત્રે ને દીન વેશે વનમાં રઝળે છે. આંસુભરી આંખે એક પ્રવાસીએ આવીને એકવાર એને પૂછ્યું: "અહો વનવાસી, આ વનનો અન્ત કયાં આવશે? કોશલ કયે માર્ગે જવાશે?" એ સાંભળીને રાજા કહે: "કયે દુઃખે એ અભાગિયા દેશમાં જવા ધાર્યું છે?" પ્રવાસી કહે: "હું વાણિયો છું, મારૂં વહાણ ડુબી ગયું છે. હવે ઘેરઘેર હાથ ધરતાં તો પ્રાણ શી રીતે રખાય? કરુણાસાગર કોશલપતિનું નામ ચારે દિશાએ સાંભળ્યું છે, એ અનાથના નાથ છે, દીનની ગતિ છે, દીન એમને દરવાજે જાય છે." સાંભળી રાજપુત્રે જરા હસીને આંખનાં આંસુ ખાળી રાખ્યાં; ક્ષણકાળ વિનાબોલ્યે એ વિચારી રહ્યો, પછી નિસાસો નાખી બોલ્યો: "પ્રવાસી, જયાં તારી વાસના પુરી

થાય ત્યાંનો માર્ગ તને દેખાડી દેઇશ. બહુ દુઃખે બહુ દૂરથી તું આવ્યો છે, તારા મનોરથ સિદ્ધ થશે."

કાશીરાજ રાજસભામાં બેઠા છે; એવે જટાધારી આવી ઉભો રાજાએ હસીને પુછ્યું: 'કયે કારણે અહીં આવવું થયું?" વનવાસી ધીરે બોલ્યો: હું વનભવન કોશલરાજ, મને પકડવાના જે દામ આપવાના, તે મારા આ સાથીને આપો." સભાના લોક ચમકી ઉઠ્યા, સભામંડપ નીરવ બની ગયો, બખ્તર પહેર્યા દ્વારપાળની આંખમાંથી આંસુ નિકળી પડ્યાં. અનેક ક્ષણ મૌન ધારણ કરી રહ્યા પછી રાજા હસીને કહે: "અરે બન્દી, મરીને મારા ઉપર વિજય મેળવવાનો આ ઘાટ કર્યો છે? તમારી એ આશા આજ નિષ્ફળ કરીશ, આજના રણસંગ્રામમાં હું વિજયી થઇશ; હે મહારાજ, રાજ્ય પાછું દેઇશ ને તેની સાથે હૃદય દેઇશ." ફાટ્યાં-વસ્ત્ર-પહેર્યા વનવાસીને રાજાએ રાજાસને બેસાડ્યો, મલિન માથા ઉપર મુકુટ મુકી દીધો, નગરજન ધન્યવાદ દેવા લાગ્યા.

(સ. ૧૯૫૪) ૨૧ કાર્તિક, ૧૩૦૪

---

૫

પૂજારિણી (અવદાનશતક)

રાજા બિમ્બિસારે બુદ્ધ ભગવાન પાસે નમીને એમના પગનખનો એક કણ માગી લીધો. રાજવાડીમાં એકાન્ત સ્થળે એ કણને સ્થાપીને તેના ઉપર બહુ જતને અતિ સુન્દર શોભામય પાષાણસ્તૂપ ચણાવ્યો. સન્ધ્યાવેળાએ રાજવધૂઓ ને રાજબાળાઓ પવિત્ર વસ્ત્રો પહેરીને ત્યાં આવતી, છાબડીમાં ફૂલ સજાવી લાવતી, સ્તૂપની ચારે બાજુએ સોનાના થાળમાં આણેલી સામગ્રી વડે પોતાને હાથે કનકદીવાની હાર સળગાવતી.

પિતાના આસન ઉપર જ્યારે અજાતશત્રુ રાજા થયો, ત્યારે રાજનગરીમાંથી પિતાના ધર્મને લોહીની ધારે ધોઇ નાખ્યો, બૌદ્ધશાસ્ત્રોનો ભંડાર યજ્ઞની અગ્નિજ્વાળાને સોંપી દીધો. રાજનગરની

નારીઓને બોલાવી અજાતશત્રુએ કહી દીધું : "વેદ, બ્રાહ્મણ અને રાજાને છોડી બીજા કોઇની પૂજા કરવી નહિ. આ વાત બરાબર મનમાં રાખજો, ભૂલ્યે વિપદ આવશે."

શરદ ઋતુને તે દિવસે સન્ધ્યાકાળે શ્રીમતી નામે દાસી પુણ્ય-શીતળ જળે સ્નાન કરીને થાળમાં ફૂલ ને દીવા લેઇને રાજરાણી પાસે આવી ઉભી; બોલ્યાચાલ્યા વિના એને પગે જોઇ રહી. રાણી ભયે કમ્પી ઉઠી ને બોલી: "સ્તૂપ આગળ જે કોઇ પૂજા-અર્ચના કરશે, તે શૂળી ઉપર મરશે કે દેશવટો પામશે એ વાત અજાતશત્રુએ જાહેર કરી દીધી છે તે શું ભૂલી ગઇ?" ત્યાંથી પાછી ફરીને એ ચાલી ને ધીરે પગલે વધૂ અમિતાને મહેલે ગઇ. સામે દર્પણ મુકીને એ વાળ હોળતી હતી ને સેંથીમાં સિન્દુર પૂરતી હતી; શ્રીમતીને દેખીને એનો હાથ કમ્પી ગયો ને એની સિન્દુર-ની રેખા વાંકી થઇ ગઇ. બોલી: "અબૂઝ, કયે સાહસબળે તેં પૂજાસામગ્રી આણી છે? અહુણા જ ચાલી જા; કોઇક ક્યાંક દેખશે તો વિષમ વિપદ આવી પડશે."

આથમ્યા સૂરજને કિરણપ્રકાશે ઉઘાડી બારીની ધારે બેશીને કુમારી શુકલા એકલી કાવ્યકથા વાંચતી હતી. ઝાંઝરનો ઝણકાર સાંભળીને ચમકી ઉઠી ને બારણા સામે જોયું. શ્રીમતીને જોઇને ચોપડી ભોંયે મુકી દીધી ને એની પાસે ગઇ ધીરે રહીને એના કાનમાં કહી દીધું: "આમ કર્યે મરણના મુખમાં દોડી જવાનું છે એવી રાજાની આજ્ઞા આજ કોણ નથી જાણતું?" પૂજાથાળ લેઇને શ્રીમતી બારણેબારણે ફરી. સૌને બોલાવી કહે: "હે નગરનારી, પ્રભુની પૂજાનો સમય થયો છે." એ સાંભળીને ઘેરઘેર કોઇ ભય પામે, કોઇ એને ગાળ દે.

દિવસના પ્રકાશનાં છેલ્લાં કિરણ નગરની હવેલીઓ ઉપરથી ચાલતાં થયાં, માર્ગ અન્ધારે સૂનો થઇ ગયો, સૌ કોલાહલ ધીરો પડી ગયો, પ્રાચીન રાજદેવાલયમાં આરતિના ઘંટા સંભળાયા, શરદની રાતે સ્વચ્છ અન્ધકારમાં અગણિત તારા ચમકવા લાગ્યા.

રાજદ્વારે તુરાઇ વાગી, બન્દિજને સન્ધ્યાનાં તાન ધર્યાં, દ્વારપાળે પોકારી કહ્યું: "મન્ત્રસભા પુરી થઇ." એવે સમે મહેલના પહેરેગીરો જોઇને ચમક્યા કે રાજાની સૂની વાડીમાં ગાઢ અન્ધારે સ્તૂપની ચારે બાજુએ દીપમાળાની પેઠે હારબન્ધ દીવા કેમ સળગે છે?

ઉઘાડી તલવારે નગરરક્ષકોએ તુરત જ દોડી આવી પુછ્યું: "અરે દુર્મતિ, તું કોણ છે? મરવાને માટે આરતિ કરે છે!" મધુર કણ્ઠે ઉત્તર સાંભળ્યો: "શ્રીમતી, હું બુદ્ધની દાસી!" તે દિવસે સફેદ પત્થરની તખ્તી ઉપર લોહીની રેખા પડી. તે દિવસે શરદની સ્વચ્છ રાત્રિએ રાજવાડીમાં સ્તૂપને ચરણે એકાન્તમાં નિઃશબ્દે છેલ્લી આરતિની શિખા ડુબી!

( મ. ૧૯૫૭ ) ૧૮ આસો ૧૩૦૬

---

૬

**અભિસાર** ( બોધિસત્ત્વાવદાન–કલ્પલતા )

મથુરાપુરીના કોટ પાસે એક દિવસ ઉપગુપ્ત નામે સંન્યાસી સુતો હતો. નગરીના દીવા પવને હોલાયા છે, લોકના ઘરનાં બારણાં બન્ધ થયાં છે. શ્રાવણ-ગગનમાં રાત્રિના તારા વાદળાંમાં ઢંકાઇ ગયા છે. સંન્યાસીની છાતીમાં નુપુરે ઝણકતો કોઇનો પગ વાગ્યો! સંન્યાસી ઝબકી જાગ્યો, પલકમાં સ્વપ્નલીલા ભાગી ગઇ, એની ક્ષમાસુન્દર આંખ ઉપર ચમકતા દીવાનો પ્રકાશ પડ્યો. નગરીની યૌવનમદે મત્ત થએલી એક નટી પોતાના પ્રિયતમને મળવા જતી હતી. અંગે સુન્દર વર્ણનાં વસ્ત્ર પહેર્યાં હતાં, આભૂષણોનો ઝણઝણાટ શબ્દ થતો હતો; સંન્યાસીને શરીરે પગ અથડાતાં એ વાસવદત્તા ઉભી રહી.

દીવો ધરીને એની નવીન સુન્દર કાન્તિ જોઇ. મુખ સૌમ્ય છે, તરુણ છે, હાસ્યભર્યું છે; એનાં નયન કરુણાકિરણે પ્રકાશે છે; ઉજળા લલાટ ઉપર ચન્દ્રના જેવી શીતળ શાન્તિ છે. લાજભરી આંખે ને લલિત કણ્ઠે રમણી બોલી: "કિશોર કુમાર, મને ક્ષમા કરો. દયા કરીને મારે ઘેર આવો તો? આ ધરતી

કઠણ કઠોર છે, તમારી શય્યા આ ના હોય!” સંન્યાસીએ કરુણ વચને કહ્યું: “અરે લાવણ્યમયી, હજી મારો સમય આવ્યો નથી, જ્યાં જાય છે ત્યાં ચાલી જા. જે દિવસે મારો સમય આવશે તે દિવસે હું મારી મેળે તારે ઘેર આવીશ.” એકદમ ભયંકર વિજળીઓ થવા લાગી, પવને પ્રલયનો શંખ વાગવા લાગ્યો, આકાશમાં વજ્ર ગર્જનાઓ અટ્ટહાસ કરવા લાગી. રમણી ત્રાસથી કમ્પી ઉઠી.

એક વર્ષ તો હજી પુરૂં યે થયું નથી, એવે ચૈત્રસન્ધ્યા આવી. વ્યાકુળ વાયરો છુટયો છે, માર્ગનાં ઝાડ ઉપર મોર બેઠો છે, રાજાના બાગમાં બકુલ પારુલ રજનીગન્ધાને ફૂલ બેઠાં છે, બહુ દૂરથી પવનમાં વાંસળીનો ધીરો સૂર આવે છે આજે નગરી સૂની છે, સૌ પુરવાસીઓ મધુવનમાં ફૂલ-ઉત્સવ કરવા ગયા છે, સૂની નગરી દેખીને પૂર્ણચન્દ્ર છાનુંછાનું હસે છે! સૂને માર્ગે ચન્દ્રપ્રકાશમાં સંન્યાસી એકલો જાય છે. માથા ઉપરનાં વૃક્ષોમાં કોયલનો ટૌકો વારમ્વાર ઉઠયે જાય છે. આટલા દિવસ પછી આજે શું એની અભિસાર-રાત્રિ આવી છે? નગર છોડીને સંન્યાસી કોટ બહાર ચાલ્યો, ખાઇની પાર આવી ઉભો. આંબા-વાડીઆની છાયાને અન્ધારે એક બાજુએ પગ આગળ પેલી કોણ રમણી પડી છે! બળીઆના ફોલ્લાએ એનું શરીર છવાઇ ગયું છે. રોગે કાળું મેશ થઇ ગએલું એનું શરીર, ચેપ લાગવાની બીકે, લોકોએ નગરની ખાઇ પાર ફેંકી દીધું છે. સંન્યાસીએ બેશીને એનું અકડાઇ ગએલું માથું પોતાના ખોળામાં લીધું. સુકા હોઠ ઉપર પાણી રેડયું, માથા ઉપર મન્ત્ર ભણ્યો, પોતાને હાથે એના દેહ ઉપર ચન્દનનો લેપ કર્યો. ફૂલ ખરે છે, કોયલ બોલે છે, રાત્રિ પ્રકાશે મત્ત છે. નારીએ પૂછયું: “ઓ દયામય, તમે કોણ આવ્યા છો?” સંન્યાસીએ કહ્યું: “આજ રાત્રે સમય થયો છે ને આવ્યો છું, વાસવદત્તા!”

( સ. ૧૯૫૭ ) ૧૯ આસો ૧૩૦૬

૭

પરિશોધ ( મહાવસ્તવદાન )

“રાજકોષમાંથી ચોરી! પકડી લાવો ચોરને, નગરપાળ; નહિ તો તમારી રક્ષા નથી, ધડ ઉપર માથું નહિ રહે!” રાજાની આજ્ઞાએ રક્ષકો માર્ગમાર્ગે ઘરેઘરે ચોર ખોળતા ફરે. નગર બહાર ભાગ્યા મન્દિરમાં પરદેશી વજ્રસેન સુતો હતો. એ તક્ષશીલાવાસી વેપારી ઘોડા વેચવા કાશીએ આવ્યો હતો; ચોરે એને લુંટી લીધો, નિસાસા નાખતો ખાલી હાથે ઘેર જતો હતો. તેને ચોર કહી પકડ્યો; હાથેપગે લોઢાની સાંકળો નાખી એને કેદખાને લેઇ જતા હતા.

સુન્દરી શ્યામા બારીએ બેઠીબેઠી માર્ગના લોકપ્રવાહને—સ્વપ્ન સમાન લોકયાત્રાને—કોતુકે જોતી હતી ને આળસમાં વખત ગાળતી હતી. એકદમ કમ્પી ઉઠી શ્યામા બોલી: “અહા, મહેન્દ્રને પણ શરમાવે એવી સુન્દર કાન્તિવાળા આ કોણ પુરુષને ચોરની પેઠે કઠણ સાંકળે બાંધીને આણે છે? જલદી જા સહચરી, મારૂં નામ દેઈને નગરપાળને કહે જે તમને શ્યામા બોલાવે છે; દયા કરીને બન્દિવાનને લેઇ એકવાર આ ઘરમાં આવી જાઓ!” એ આમન્ત્રણ સાંભળીને શ્યામાના નામને મન્ત્રે રોમાંચિત થઇ નગરપાળ તુરત ઘરમાં પેઠો. પાછળ વજ્રસેન લાજનો માર્યો રાતે કપાળે નમ્યે માથે ચાલતો હતો. હસીને નગરપાળ બોલ્યો: “આવે અસમયે વગરમાગ્યે કેમ કૃપા કરી? અહુણા તો રાજકાજે જાઉં છું; સુન્દરિ, રજા આપો.” એકદમ માથું ઉંચું કરી વજ્રસેન બોલ્યો: “આ શી લીલા, હે સુન્દરી, આ શી તારી લીલા! માર્ગમાંથી ઘરમાં બોલાવીને શે કૌતુકે આ નિર્દોષ પ્રવાસીને અપમાનદુઃખમાં વળી અપમાન આપે છે!” સાંભળીને શ્યામા બોલી: “અરેરે પરદેશી, આ કોતુક નથી! મારા અંગ ઉપર જેટલા સુવર્ણ-અલંકાર છે, તેટલા બધાય સોંપી દેઇને તમારી

સાંકળ મારે અંગે લેઇ લેઉં; તમારા અપમાનને મારો અન્તરાત્મા આજ પોતાનું અપમાન માને છે.”

એમ બોલીને, પરદેશીના અંગ ઉપરથી જાણે સો લાંછન લુંછતી હોય એમ, પોતાની બે આંખોને લુંછી. નગરપાળને કહ્યું: “મારૂં જે કંઇ છે તે લેઇને આ નિર્દોષ બન્દિવાનને મુક્ત કરી દો.” નગરપાળ બોલ્યો: “તમારી પ્રાર્થના ઠેલી શકતો નથી, પણ એ અસાધ્ય કામ છે; કારણકે રાજકોષમાં ચોરી થઇ છે, કોઇનો પણ પ્રાણ લીધા વિના રાજાનો રોષ શાન્ત થવાનો નથી.” નગરપાળનો હાથ ઝાલી શ્યામા બોલી: “વિનવું છું કે બે જ રાત બન્દિવાનને બચાવી રાખો.” નગરપાળે કહ્યું: “તમારો બોલ રાખીશ.” બીજી રાતે હાથમાં દીવો લેઇને રમણી બન્દિશાળામાં પેઠી, લોઢાની સાંકળે બંધાએલો વજ્રસેન મૃત્યુપ્રભાતની વાટ જોતો ઇષ્ટનામને ભજતો હતો. રમણીએ નિશાની કરી, તુરત જ પહેરેગીરે બન્દીની સાંકળ ખોલી દીધી. વિસ્મયનેત્રે બન્દીએ શુભ સુકોમળ કમળસમ અપૂર્વ મુખ જોયું. ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો: “વિકારની રોગરાત્રિ પછી શુભ ઉષાસમાન તું કોણ મારા કેદખાનામાં આવી છે? આ નિષ્ઠુર નગરીમાં તું લક્ષ્મી દયામયી, સુમૃ ર્પુની પ્રાણરૂપ, મુક્તિરૂપ કોણ છે?” “હું દયામયી!” રમણીના હાસ્યથી નવા ભયને ત્રાસે ભયંકર કેદખાનું એકદમ જાગી ઉઠ્યું! શોક-આંસુએ ઉન્મત્ત ઉત્કટ હાસ્ય ભાગી પડ્યું! રડીને બોલી: “આ નગરીના માર્ગમાં જે સો પત્થર છે, તેમાંનો કોઇ શ્યામાના જેવો કઠણ નથી.” એટલું કહી વજ્રસેનને પકડી કેદખાના બહાર લેઇ ગઇ. તે વારે પૂર્વ વનાન્તરમાં વરુણા નદીને કાંઠે ઉષા જાગી છે. ઘાટે નૌકા બાંધી છે, એની ઉપર જઇને સુન્દરી બોલી: “આવો આવો, હે પરદેશી. મારી આટલી વાત યાદ રાખજો: હે મારા પ્રિય, સૌ બન્ધન તોડીને તમારી સાથે એક જ પ્રવાહમાં વહું છું, હે હૃદયસ્વામી, જીવનમરણપ્રભુ!” પછી નૌકા છોડી. બંને તીરે વનમાં પંખીઓ આનન્દ-ઉત્સવનાં ગાન

ગાતાં હતાં. બે હાથે પ્રેયસીનું મુખ છાતીએ દબાવી વજ્રસેન બોલ્યો: "કહે મારી પ્રિયે, શી સંપદ આપીને મને તેં મુક્ત કર્યો છે? હે વિદેશિની, બધું જાણવું છે આ દીનદરિદ્ર તારો કેટલો ઋણી છે તે." ગાઢું આલિંગન દેઇ સુન્દરી બોલી: "એ વાત અહુણા નહિ."

વાયુબળે નૌકા ઉતાવળે ચાલી. સૂર્ય માથે આવ્યો, પ્રચણ્ડ તાપે તપવા લાગ્યો. નાહીધોઇને ભીને વસ્ત્રે, ગંગાજળભર્યા કાંસાના ઘડા માથે મુકીને ગામનારીઓ ઘેર જાય છે; સવારનું હાટ ઉઠી ગયું છે; બન્ને તીરે કોલાહલ બન્ધ થઇ ગયો છે; રસ્તા સૂના થઇ ગયા છે. ત્યાં વડ નીચે પત્થરને ઘાટે, ખાવાપીવાને માટે નૌકા બાંધી. વનચ્છાયા શાન્ત છે, માત્ર કીટપતંગ ગુંજે છે; પાકયાં ધાનનો સુવાસ લેઇને આવતા મધ્યાહ્નવાયુએ શ્યામાનો ઘુમટો અકસ્માત્ ખસેડી નાખ્યો, પ્રણયપીડાથી એની છાતી વ્યાકુળ થઇ ગઇ છે. વજ્રસેન ધીરે બોલ્યો: "ક્ષણિક સાંકળથી છોડાવીને તેં મને અનન્ત સાંકળે બાંધ્યો છે! કહે મને, શી રીતે એ દુઃસાધ્ય વ્રત તેં સાધ્યું તે! મારે માટે તેં શું કર્યું છે તે જાણવા પામું તો, પ્રિયે, આ જીવન આપીને તેનો બદલો વાળું એ મારૂં પણ છે." મ્હોં ઉપર વસ્ત્ર તાણીને સુન્દરી બોલી: "એ વાત હજી યે નહિ." દિવસની પ્રકાશનૌકા સોનાનો શઢ વીંટી લઇને અસ્તાચળને ઘાટે ચાલી ગઇ, શ્યામાની નૌકા સન્ધ્યાને પવને તીરને ઉપવને આવી લાગી. શુકલચતુર્થીના પશ્ચિમચન્દ્રનો ક્ષીણ પ્રકાશ શાન્ત જળ ઉપર પોતાની લાંબી રેખાઓ પાડી રહ્યો છે. તમ્બુરાના સુર જેવા કસારીઓના સ્વરથી ઝાડ નીચેનો અન્ધકાર કમ્પી ઉઠયો છે. દીવો હોલવીને નૌકાની બારીએ દક્ષિણવાયુમાં ભારે નિશ્વાસ નાખી શ્યામા યુવકની ખાંધે અઢેલીને બેઠી છે, સુન્દર તરંગે ઉડતા સુગન્ધકેશ પરદેશીની છાતીને ઢાંકી રહ્યા છે. ગાઢી તન્દ્રાના જાળા પેઠે અસ્ફુટ કણ્ઠે શ્યામા બોલી: "પ્રિયતમ, તમારે માટે મેં જે કર્યું છે તે કઠણ છે—એ વાત તમને કહેવી તે એથી યે કઠણ છે. સંક્ષે-

પમાં કહું છું–એકવાર સાંભળીને પછી એ વાત તમારા મનમાંથી લુંછી નાખજો.

"ઉત્તીય નામે એક કિશોર મારે વ્યર્થ પ્રેમે ઉન્મત્ત અધીરો બની ગયો હતો. મારે કહ્યે એણે તમારી ચોરીનો અપવાદ પોતાને માથે લીધો ને પોતાનો પ્રાણ દીધો. આ જીવનમાં સૌથી મોટું મારૂં આ પાપ, હે સર્વોત્તમ, તમારે માટે આ મારૂં ગૌરવ કર્યું છે!"

ક્ષીણ ચન્દ્ર અસ્ત પામ્યો, સેંકડો પંખીની નિદ્રા માથે વહેતું નીરવ વન સ્તબ્ધ ઉભું રહ્યું. બહુ ધીરેધીરે રમણીની કેડેથી પ્રિયનો હાથ શિથિલ થઇને ખશી પડ્યો; બન્નેની વચ્ચે કઠોર વિચ્છેદ નિઃશબ્દે આવી બેઠો; વાક્યહીન વજ્રસેન સ્થિર કઠણ પાષાણપુતળી સામે જોઈ રહ્યો; તુટી પડેલી વેલી જેવી શ્યામા એને પગે માથું રાખી પડી રહી; કાળામેશ નદીતીરનું અન્ધારૂં ધીરેધીરે જામી ગયું.

એકાએક યુવકનો પગ પકડી લેઇ શુષ્ક કણ્ઠે એ આર્તનારી વિનાઆંસુએ રડી ઉઠી: "ક્ષમા કરો નાથ, એ પાપનો જે દણ્ડ તે વિધાતાને હાથે ભલે દારુણભાવે ઉતરે–તમારે માટે જે કર્યું છે તે તમે ક્ષમા કરો!" પગ ખેંચી લેઇ વજ્રસેન તેની સામે જોઇ બોલ્યો: "મારા પ્રાણનો તારે શો ખપ હતો' આ જન્મને માટે તારે પાપમૂલ્યે ખરીદેલું આ મહાપાપભાગી જીવન તેં ધિક્કાર પાત્ર બનાવ્યું! કલંકિની, તારો ઋણી આ નિશ્વાસ ધિક્ છે! પ્રત્યેક નિમેષે આ નિમેષપાત ધિક્ છે!" એટલું બોલી ઉભો થઇ ગયો. કંઇ પણ ઉદ્દેશ વિના નૌકા છોડી તીરે ચાલ્યો ગયો–અન્ધારા વનમાં ચાલ્યો ગયો. વાયુહીન સુગન્ધિત વનપ્રદેશમાં પગ તળે દબાતાં સુકાં પાંદડાં શબ્દ કરવા લાગ્યાં; ચારે બાજુ વાંકીચુકી ડાળીઓવાળાં વૃક્ષ અન્ધારામાં અસંખ્ય આકાર ને વિકૃત રૂપ ધારણ કરી રહ્યાં છે; ચારે દિશાઓ રૂંધાઇ રહી છે; લતા-સાંકળો વાળું વન નિષેધ કરતું હોય એમ હાથ પ્રસારી ઉભું

છે. થાકયો પરદેશી ભોંયે બેઠો. તેની પાછળ છાયાસમું કોઇક ઉભું છે! અન્ધારામાં સાથે સાથે લાંબે રસ્તે એને પગલે પગલે અનુસરતી એની અનુચરી વિનાશબ્દે લોહીલુહાણ પગે આવી છે! મુઠીઓ ભીડી પરદેશી બોલ્યો: "તોય મને છોડીશ નહિ?" રમણી વિજળી પેઠે છુટી; આલિંગને, છુટા થઇ ગએલે કેશે, ઢીલાં થઇ ગએલે વસ્ત્ર, ચુમ્બને, સ્પર્શે, નિશ્વાસે યુવકનાં સૌ અંગ એણે નદીના તરંગની પેઠે છાવરી દીધાં; આર્દ્ર ગદ્ગદ વચને, રૂંધાએલે કણ્ઠે બોલી: "છોડીશ નહિ, છોડીશ નહિ." વારંવાર કહે: "તમારે માટે, નાથ, પાપ કર્યું છે; મને સજા કરો, મર્મઘાત કરો, પુરો દણ્ડ દેઇ દો." વનને ગ્રહતારા વિનાને અન્ધકારે જાણે અન્ધભાવે રોગનો અનુભવ કર્યો! લાખો તરુમૂળ માટીની અન્દર ત્રાસથી જાણે કમ્પી ઉઠયાં! છેવટનો શોકદુઃખ-સ્વર રૂંધાએલે શ્વાસે જરાક નિકળ્યો—પછી બીજી જ ક્ષણે કોઇક ભૂમિ ઉપર પડયું!

વજ્રસેન જ્યારે વનમાંથી પાછો ફર્યો, ત્યારે પ્રથમઉષાનાં કિરણથી ગંગા પાર મન્દિરનાં ત્રિશૂળશિખર વિજળીવર્ણાં થઇ ગયાં હતાં. સૂને રેતીકિનારે નદીની ધારે ધારે ઘેલાની પેઠે ઉદાસીન ભાવે એ આખો દિવસ રખડયો. મધ્યાહ્નનો બળતો તાપ તેને આખે શરીરે અગ્નિમય ચાબુક મારવા લાગ્યો. કેડે ઘડો લેઇને જતી ગ્રામવધૂ એની દશા જોઇને કરુણ કણ્ઠે બોલી: "અરે ઓ ઘર-છોડયા, અમારે ઘેર ચાલો." એણે ઉત્તર દીધો ના. તરસે છાતી ફાટી—તોય સામેની નદીમાંથી પાણીનું ટીપું લીધું ના. સાંજ પડી ત્યારે, પતંગ જેમ અગ્નિશિખા દેખીને આગ્રહ-ભર્યું દોડે એમ, તાવ-તપ્યે શરીરે દોડીને નૌકા ઉપર ચઢી ગયો. જોયું તો પથારીમાં એક નૂપુર પડયું છે, સેંકડો વાર એને છાતીએ ચાંપ્યું; એનો ઝંકાર ચારે બાજુથી હૃદયમાં શરની પેઠે સાલવા લાગ્યો. એક બાજુ નીલામ્બર વસ્ત્ર પડયું હતું, લોચો વાળીને એના ઉપર મ્હોં રાખી એ પડી રહ્યો; એમાંથી

નિકળતો સુકુમાર દેહગન્ધ ખુબ આવેશથી સુંઘી લીધો. અસ્તાચળે જતા શુકલપંચમીના ચન્દ્રનાં કિરણ સપ્તપર્ણ વૃક્ષની ડાળોના અન્તરાળમાં થઇને એના ઉપર આવી પડે છે. વન તરફ જોઇને બે હાથ પ્રસારી વજ્રસેન બોલાવે છે: "આવ, આવ, પ્રિયા!" એવે સમે રેતીકિનારે કાળા વનને અન્ધારે છાયા જેવી કોઇની મૂર્તિએ દેખા દીધી. "આવ, આવ, પ્રિયા!" "આવી છું, પ્રિયતમ!" શ્યામા આવીને ચરણે પડી: "ક્ષમા કરો, મને ક્ષમા કરો! તમારે કરુણ હાથે મારો આ અતિ કઠણ પ્રાણ ના ગયો!" માત્ર પળવાર વજ્રસેન એના મ્હોં સામે તાકી રહ્યો—આલિંગન દેવાને ક્ષણવાર હાથ પહોળા કર્યા, પણ પછી ચમકી ઉઠયો—એને દૂર ઠેલી કાઢી ગર્જી ઉઠયો: "શા માટે આવી, શા માટે આવી?" છાતીએથી નૂપુર લેઈને બળતો અંગારો હોય એમ ફેંકી દીધું, પગ આગળથી ખેંચી લેઇને નીલામ્બર ફેંકી દીધું; શય્યા જાણે પગ તળે અગ્નિશય્યા હોય એમ એને બાળવા લાગી; બે આંખ મીંચી મ્હોં ફેરવી કહ્યું: "જા જા, પાછી જા, મને છોડી ચાલી જા." નારી નીચે મુખે ક્ષણવાર નીરવે ઉભી રહી. બીજી જ પળે ભોંયે બેશી યુવાનને ચરણે પ્રણામ કર્યા, ત્યાર પછી ઉતરીને નદીતીરે અન્ધારા વનને માર્ગે ધીરેધીરે ચાલી ગઇ—ક્ષણવારનું અપૂર્વ સ્વપ્ન, નિદ્રાભંગ થતાં, રાત્રિના અન્ધકારમાં જેમ મળી જાય તેમ.

---

## ૮

## વિસર્જન

બે બે વર્ષના થતા થતામાં તો ખોળાના બે દીકરા ચાલ્યા ગયા. આ વારે દીકરો અવતર્યો ત્યારે તો મલ્લિકાનો સ્વામી પણ ચાલ્યો ગયો હતો. બન્ધુજને કહ્યું જે "પૂર્વજન્મનાં બહુ પાપ હતાં, તેથીજ આ જન્મે આટલો દારુણ સન્તાપ થાય છે." શોકાનળથી બળતી નારીએ અત્યન્ત વિનયથી અજાણ્યા જન્મનાં

પાપ માથે વહી લેઇને પ્રાયશ્ચિત્ત કરવું ધાર્યું. મન્દિરે મન્દિરે ગામે ગામે જ્યાં ત્યાં પૂજા કરતી ફરે; વ્રતધ્યાને, ઉપવાસે, આહ્નિકે, તર્પણે, ધૂપે. દીપે, નૈવેદ્યે, ચન્દને, પૂજાએ દિવસ ગાળે; અનેક બ્રાહ્મણના પગની રજ લોહીને માદળિયામાં ભરી માથે બાંધી રાખ્યું; રામાયણની કથા સાંભળે; સાધુસંન્યાસીને ઘેર આણી તેમની પાસે બાળકને આશીર્વાદ અપાવે. વિશ્વમાં પોતાને સૌની નીચે રાખી, પોતાના સન્તાનને માટે એ અભાગણી સૌની પ્રસન્નદૃષ્ટિ ઇચ્છે. સૂર્યચન્દ્રથી માંડીને પશુપક્ષીપતંગ સુધી–રખેને કોઇ જણ કોઇ રીતે કોઇ અપરાધ માની લે, રખેને કોઇ ખોભ કરે, અજાણ્યે કારણે રખેને કોઇને વ્યથા થાય–એટલા માટે સૌની આગળ આકુળ વેદનાએ દીન થઇ રહી છે.

બાળક જ્યારે દોઢ વર્ષનો થયો, ત્યારે એના પેટમાં રોગ થયો; તાવથી શરીર કન્તાઇ ગયું. માતાએ દેવાલયમાં માનતા માની, ચરણામૃતનું પાન કરાવ્યું, હરિકીર્તનથી આંગણું કમ્પી ઉઠ્યું. તોય રોગ માને નહિ. રડીને નારીએ પૂછ્યું: "બ્રાહ્મણ મહારાજ, આટલાં દુ:ખ વેઠ્યાં તોય પાપ ગયાં ના? રાતદહાડો દેવતાની માનતા માની, આટલી પૂજા કરી તોય રક્ષા નહિ? તો ય મારા દીકરાને એ લેઇ લેશે? આટલી બધી ભૂખ દેવતાને? ઘરેણાં વેચીવેચીને આટલું ભારે ભારે નૈવેદ્ય ખાવાને આપ્યું, એ સર્વસ્વ ખાધે પણ એની ભૂખ ટળી ના?" બ્રાહ્મણે કહ્યું: "બેટા, આ તો ઘોર કળજુગ! તેં બહુયે કર્યું છે, તોય કહું કે આજ-કાલ એવી કંઇ ભક્તિ કોઇમાં છે? સતજુગમાં જે થતું તે આજ થાય? દાનવીર કર્ણની પાસે ધર્મે જ્યારે બ્રાહ્મણને વેશે આવીને ખાવાને પુત્ર માગ્યો, ત્યારે એણે પોતાને હાથે કાપી આપ્યો; તરત જ આંખના પલકારામાં બાળક પાછો મળ્યો. શિબિ રાજાએ પોતાની છાતીનું માંસ કાપીને શ્યેનરૂપી ઇન્દ્રના મુખમાં ખાવા માટે મુક્યું–ત્યારે અક્ષય દેહ પામ્યો. નિષ્ઠા તો એને કહે. આજ કોઇ એવું છે આ ભૂમણ્ડળમાં? નાનપણમાં મા પાસેથી વાત

સાંભળી હતી તે હજીયે સાંભરે છે: 'એના ગામની પાડોશમાં એક વન્ધ્યા નારી હતી. કશોય રસ્તો ના જડ્યો ત્યારે પહેલા ગર્ભનું બાળક ગંગાજીમાં પધરાવવાની માનતા માની. પણ પુત્ર-જન્મની પછી તરત જ એ અભાગણી વિધવા થઇ. તોય એ ગંગાજી પાસે ગઇ ને નિષ્ઠાભર્યે સ્વરે બોલી: મા, તારા ખોળામાં આ પુત્રને સોંપું છું, આ મારો પ્રથમ પુત્ર છે—છેલ્લો પુત્ર છે, આ જન્મમાં તો હવે સન્તાનની આશા નથી! એમ કહીને જ્યાં પુત્રને નાખ્યો કે તુરત જ મા ગંગા મકરવાહિની રૂપે પોતાના કરકમળમાં એ પુત્રને લેઇને બહાર આવ્યાં ને એની માતાને પાછો સોંપ્યો.' નિષ્ઠા એને કહે." મલ્લિકા નમ્યે માથે પાછી ફરી, પોતાને ધિક્કારવા લાગી—આટલા દિવસ વૃથા વ્રત કર્યાં, વૃથા દેવપૂજા કરી—નિષ્ઠાહીન પાપણીને ફળ મળ્યું ના.

ઘેર આવીને જોયું તો બાળક તાવથી અચેતન થઇ પડ્યો છે, શરીર અગ્નિની પેઠે ધીકે છે. જેટલી વાર ગળામાં ઔષધ રેડ તેટલી વાર પાછું નિકળી જાય, ગળે ઉતરે જ ના. દાંતે દાંત ભીડાઇ ગયા. માથું હલાવીને વૈદ્ય પણ રોગીને ઘેરથી ધીરે ધીરે ચાલ્યો ગયો. સન્ધ્યાના અન્ધારામાં વિધવાના સૂના ઘરમાં પથારી પાસે ઝાંખો દીવો બળે છે, એકલી શોકાતુર માતા ઉશીકા પાસે બેઠી છે. નિસ્તેજ આંખ ઉઘાડીને બાળક, જાણે કોઇને શોધતો હોય એમ, ચારે બાજુ જોવા લાગ્યો. નારી રડીને બોલી: "ઓ મારા માણેક, મારા સોના, આ હું તારી મા, આ તારી માનો ખોળો, ભય શેનો, બાપુ?" એને પોતાની છાતીએ ચાંપી રાખ્યો ને એનો તાવ પોતાના અંગમાં લેઈ લેવા ઇચ્છ્યું. એકદમ પવનથી ઘરનાં બારણાં ઉઘડી ગયાં; તરત જ ઝાંખો દીવો હોલવાઇ ગયો. અકસ્માત્ બહારથી કલકલધ્વનિ ઘરમાં પેઠો. ચમકીને નારી પથારી છોડી ઉભી થઇ ગઇ, બોલી: "માનો સાદ આ સમ્ભળાય છે. મારા દુખિયારીના ઓ ધન, ઉપાય જડ્યો છે—તારી માના ખોળા કરતાંય શીતળ ખોળો છે, બેટા!" પાસે ગંગાજળમાં કલરવ

જાગ્યો છે—પૂર્ણિમાનો જુઆર ચઢયો છે. બાળકનો તપ્યો દેહ છાતીએ લેઇને માતા સૂને ગંગાઘાટે ગઇ, બોલી: "મા, માતાની વ્યથા જો તારા પ્રાણમાં વાગતી હોય તો આ બાળકનો તાવ સમાવી દે, મા. એકમાત્ર ધન મારૂં આ, તે તારે ખોળે એકમને સોંપું છુ." એટલું બોલી અચેતન બાળકને હાથમાં લેઇ, આંખો મીંચી, ગંગાજળમાં પધરાવી દીધો. બહુ ક્ષણ આંખો ઉઘાડી ના. બેશીને ધ્યાનમાં જોયું તો મકરવાહના જ્યોતિર્મયી માતૃમૂર્ત્તિ ક્ષુદ્ર બાળકને ખોળામાં બેસાડી આવી છે, બાળકને માથે પદ્મદળ છે; આનન્દિત કાન્તિ ધરીને બાળકે હસતે મુખે, દેવીનો ખોળો છોડી માતાના ખોળામાં જવા, હાથ પહોળા કર્યા છે. દેવી કહે: "હે દુઃખિની, લે આ, તારૂં ધન તને સોંપ્યું." રોમાંચિતે કાયે આંખો ઉઘાડી માતા બોલે: "ક્યાં મા, ક્યાં?" પરિપૂર્ણ ચન્દ્ર-પ્રકાશે રજની વિહ્વલ બની રહી છે; કલરવ કરતી ગંગા વહી ચાલે છે. નારી ચીત્કાર કરી બોલી ઉઠી: "પાછો નહિ દે?" દક્ષિણને વાયુએ વનભૂમિમાં મર્મરનાદ ઉઠયો

( સં. ૧૯૫૭ ) ૨૫ આસો, ૧૩૦૬

---

૯

## દેવતાનો ગ્રાસ

ગામેગામ વાત ચાલી રહી જે મૈત્ર મહાશય સાગરસંગમમાં તીર્થસ્નાન કરવા જવાના છે. તીર્થસ્નાન કરવા માટે અનેક બાળ-વૃદ્ધ નરનારી તૈયાર થઈ ગયાં. ઘાટ ઉપર બે નૌકા તૈયાર થઇ.

પુણ્યલાભને માટે આતુર એવી મોક્ષદાએ આવી કહ્યું: "મહારાજ, હું યે તમારી સાથે આવીશ." મોક્ષદા વિધવા છે, એની આંખો કરુણ છે; કહ્યું કશું માને નહિ, માત્ર વિનતી કરે; એની વિનતીને પાછી ધકેલવી કઠણ છે. મૈત્રે એને કહ્યું: "પણ નૌકામાં હવે જગ્યા ક્યાં છે?" વિધવા રડીને બોલી: "તમારે

પગે પડું છું; કોઇ રીતે એક ધારે જગ્યા કરી લેઇશ." મન પલળી ગયું. ત્યારે વળી ફરી પુછ્યું: "છોકરાનું શું કરીશ?" નારીએ ઉત્તર આપ્યો: "રાખાલ? એ પોતાની માશી પાસે રહેશે. એના જન્મ પછી મને સુવારોગ થએલો, બહુ દહાડા ચાલેલો, જીવવાની આશાય નહોતી તે વારે બેન અન્નદાએ એ બાળકને ધવડાવીને મોટો કરેલો. ત્યારથી જ માનો ખોળો છોડી દીકરો માશીનો આદર પામી રહ્યો છે. તોફાન કરે ને મારીએ તો માશી આવી આંસુભરી આંખે છોકરાને પોતાના ખોળામાં તાણી લે. માના કરતાં માશીની છાતીએ છોકરો સુખે રહેશે."

બ્રાહ્મણે એને સાથે લેઇ જવાનું કબુલ્યું. જણસપત્તર બાંધીને મોક્ષદા તૈયાર થઇ; ગુરુજનને નમસ્કાર કર્યા. સખીસાહેલીઓની આંસુભરી આંખે વદાય લીધી. ઘાટ ઉપર આવીને જોયું તો નૌકામાં આગળથી આવીને રાખાલ છાનોમાનો બેશી ગયો છે. માએ પુછ્યું: "અરે, તું અહીં શું કરવા?" એ બોલ્યો: "સાગરે જઇશ." "સાગરે જઇશ? અરે ચોર, ઉતરી પડ." ફરી દૃઢ આંખે એ એ જ શબ્દ બોલ્યો: "સાગરે જઇશ." એનો હાથ ખેંચી તાણી પાડવા માંડ્યો, પણ એ તો નૌકાને પકડી રહ્યો. અન્તે બ્રાહ્મણે કરુણ સ્નેહે હશીને કહ્યું: "રહેવા દે, ભલે રહ્યો સાથે." ક્રોધ કરીને મા બોલી: "ચાલ, તને સાગરજળમાં દેઇ આવું." એ શબ્દો જ્યાં કાનમાં ગયા, ત્યાં તો માની છાતીને અનુતાપબાણે વીંધી નાખી; રડી પડી, આંખો મીંચી બોલી: "નારાયણ, નારાયણ!" પુત્રને છાતી સરસો લેઇ લીધો, એના સમસ્ત શરીર ઉપર સ્નેહે કલ્યાણ હાથ ફેરવ્યો. મૈત્રે એને બોલાવી ધીમે રહીને કહ્યું: "છિ છિ છિ! એવી વાત બોલાય ના."

રાખાલ સાથે જશે એવું નક્કી થઇ ગયું. લોકને મોઢે એ વાત સાંભળીને અન્નદા દોડી આવીને બોલી: "બચ્ચા, તું ક્યાં જાય છે?" રાખાલે હશીને કહ્યું: "સાગરે જાઉં છું, ફરી પાછો આવીશ." ગાંડી જેવી થઇ જઇ અન્નદાએ કહ્યું: "મહારાજ, આ

જાગ્યો છે—પૂર્ણિમાનો જુઆર ચઢ્યો છે. બાળકનો તપ્યો દેહ છાતીએ લેઈને માતા સૂને ગંગાઘાટે ગઈ, બોલી: "મા, માતાની વ્યથા જો તારા પ્રાણમાં વાગતી હોય તો આ બાળકનો તાવ સમાવી દે, મા. એકમાત્ર ધન મારૂં આ, તે તારે ખોળે એકમને સોંપું છુ." એટલું બોલી અચેતન બાળકને હાથમાં લેઇ, આંખો મીંચી, ગંગાજળમાં પધરાવી દીધો. બહુ ક્ષણ આંખો ઉઘાડી ના. બેશીને ધ્યાનમાં જોયું તો મકરવાહના જ્યોતિર્મયી માતૃમૂર્ત્તિ ક્ષુદ્ર બાળકને ખોળામાં બેસાડી આવી છે. બાળકને માથે પદ્મદળ છે; આનન્દિત કાન્તિ ધરીને બાળકે હસતે મુખે, દેવીનો ખોળો છોડી માતાના ખોળામાં જવા, હાથ પહોળા કર્યા છે. દેવી કહે: "હે દુ:ખિની, લે આ, તારૂં ધન તને સોંપ્યું." રોમાંચિતે કાયે આંખો ઉઘાડી માતા બોલે: "ક્યાં મા, ક્યાં?" પરિપૂર્ણ ચન્દ્ર-પ્રકાશે રજની વિહ્વલ બની રહી છે; કલરવ કરતી ગંગા વહી ચાલે છે. નારી ચીત્કાર કરી બોલી ઉઠી: "પાછો નહિ દે?" દક્ષિણને વાયુએ વનભૂમિમાં મર્મરનાદ ઉઠ્યો

( સં. ૧૯૫૭ ) ૨૫ આસો, ૧૩૦૬

---

૯

દેવતાનો ગ્રાસ

ગામેગામ વાત ચાલી રહી જે મૈત્ર મહાશય સાગરસંગમમાં તીર્થસ્નાન કરવા જવાના છે. તીર્થસ્નાન કરવા માટે અનેક બાળ-વૃદ્ધ નરનારી તૈયાર થઈ ગયાં. ઘાટ ઉપર બે નૌકા તૈયાર થઇ.

પુણ્યલાભને માટે આતુર એવી મોક્ષદાએ આવી કહ્યું: "મહારાજ, હું યે તમારી સાથે આવીશ." મોક્ષદા વિધવા છે, એની આંખો કરુણ છે; કહ્યું કશું માને નહિ, માત્ર વિનતી કરે: એની વિનતીને પાછી ધકેલવી કઠણ છે. મૈત્રે એને કહ્યું: "પણ નૌકામાં હવે જગ્યા ક્યાં છે?" વિધવા રડીને બોલી: "તમારે

પગે પડું છું; કોઇ રીતે એક ધારે જગ્યા કરી લેઇશ." મન પલળી ગયું. ત્યારે વળી ફરી પુછ્યું: "છોકરાનું શું કરીશ?" નારીએ ઉત્તર આપ્યો: "રાખાલ? એ પોતાની માશી પાસે રહેશે. એના જન્મ પછી મને સુવારોગ થએલો, બહુ દહાડા ચાલેલો, જીવવાની આશા ય નહોતી તે વારે બેન અન્નદાએ એ બાળકને ધવડાવીને મોટો કરેલો. ત્યારથી જ માનો ખોળો છોડી દીકરો માશીનો આદર પામી રહ્યો છે. તોફાન કરે ને મારીએ તો માશી આવી આંસુભરી આંખે છોકરાને પોતાના ખોળામાં તાણી લે. માના કરતાં માશીની છાતીએ છોકરો સુખે રહેશે."

બ્રાહ્મણે એને સાથે લેઇ જવાનું કબુલ્યું. જણસપત્તર બાંધીને મોક્ષદા તૈયાર થઇ; ગુરુજનને નમસ્કાર કર્યા. સખીસાહેલીઓની આંસુભરી આંખે વદાય લીધી. ઘાટ ઉપર આવીને જોયું તો નૌકામાં આગળથી આવીને રાખાલ છાનોમાનો બેશી ગયો છે. માએ પુછ્યું: "અરે, તું અહીં શું કરવા?" એ બોલ્યો: "સાગરે જઇશ." "સાગરે જઇશ? અરે ચોર, ઉતરી પડ." ફરી દૃઢ આંખે એ બેજ શબ્દ બોલ્યો: "સાગરે જઇશ." એનો હાથ ખેંચી તાણી પાડવા માંડ્યો, પણ એ તો નૌકાને પકડી રહ્યો. અન્તે બ્રાહ્મણે કરુણ સ્નેહે હશીને કહ્યું: "રહેવા દે, ભલે રહ્યો સાથે." ક્રોધ કરીને મા બોલી: "ચાલ, તને સાગરજળમાં દેઇ આવું." એ શબ્દો જ્યાં કાનમાં ગયા, ત્યાં તો માની છાતીને અનુતાપબાણે વીંધી નાખી; રડી પડી, આંખો મીંચી બોલી: "નારાયણ, નારાયણ!" પુત્રને છાતી સરસો લેઇ લીધો, એના સમસ્ત શરીર ઉપર સ્નેહે કલ્યાણ હાથ ફેરવ્યો. મૈત્રે એને બોલાવી ધીમે રહીને કહ્યું: "છિ છિ છિ! એવી વાત બોલાય ના."

રાખાલ સાથે જશે એવું નક્કી થઇ ગયું. લોકને મોંઢે એ વાત સાંભળીને અન્નદા દોડી આવીને બોલી: "બચ્ચા, તું ક્યાં જાય છે?" રાખાલે હશીને કહ્યું: "સાગરે જાઉં છું, ફરી પાછો આવીશ." ગાંડી જેવી થઇ જઇ અન્નદાએ કહ્યું: "મહારાજ, આ

છોકરો મારો રાખાલ બહુ તોફાની છે, એને કોણ સંભાળશે? જન્મથી એની માશીને છોડી બીજે કયાં ય બહુ રહ્યો નથી, એને કયાં લેઇ જશો? મુકતા જાઓ.” રાખાલે કહ્યું: “માશી, સાગરે જઈશ, ફરી પાછો આવીશ.” બ્રાહ્મણ સ્નેહસ્વરે બોલ્યો: “હું જ્યાં સુધી છું, ત્યાં સુધી તો કશો ભય નથી. આજ શિયાળાના દિવસોમાં નદી શાન્ત છે, અનેક જાત્રાળુનો મેળો છે. માર્ગમાં કશી વિપદ નથી—જતાં આવતાં બેએક માસ લાગશે. પાછા આવીને તમારો રાખાલ તમને સોંપી દેઇશ.”

શુભક્ષણે દુર્ગાનું સ્મરણ કરીને નૌકાને છોડી. સૌ કુળનારીઓ આંસુભરી આંખે ઘાટે ઉભી રહી. હેમન્તના પ્રભાતશિશિરમાં એ ગામ છલછલ કરતું ઉભું છે.

જાત્રાળુ પાછા ફરવા માંડ્યા; મેળો પુરો થઇ ગયો. જુઆરની આશાએ સાંજની વેળાએ નૌકાને કાંઠે બાંધી છે. રાખાલનું કુતૂહલ પુરૂં થયું. ઘર-ગાંઠયો રાખાલનો પ્રાણ માશીના ખોળા માટે રડે છે; પાણી જ પાણી જોઇને એનું ચિત્ત અકળાઇ ગયું છે. ચંચળ બાળક અધીરે ઉત્સુક કણ્ઠે બ્રાહ્મણને આવીઆવીને પુછે: “મહારાજ, જુઆર કયારે આવશે?” જળનો વેગ ઓચિન્તો બે કાંઠે થમ્ભી ગયો, આશાના સમાચાર આવ્યા. નૌકાનું મ્હોં ફરી ગયું; મૃદુ નાદે પાસેથી તાણ થવા લાગ્યું, કલરવ ગીતે સાગરનો વિજયરથ નદીમાં પેઠો: જુઆર આવ્યો. દેવતાનું સ્મરણ કરીને ખલાશીએ નૌકાને ઉત્તર દિશાને મ્હોંએ છોડી દીધી. રાખાલે બ્રાહ્મણ પાસે આવીને પુછ્યું: “ઘેર પહોંચતાં હવે કેટલા દહાડા લાગશે?”

હજી તો બે ગાઉ ગયા નથી, હજી તો સૂર્ય આથમ્યો નથી, ત્યાં તો રૂપનારાયણ નદીના મુખમાં આવેલા બેટથી સાંકડા થઇ ગએલા નદીના પટમાં જુઆરના પ્રવાહ અને ઉત્તરવાયુ વચ્ચે પ્રચણ્ડ જુદ્ધ જામ્યું. જાત્રાળુઓ વારંવાર બૂમ મારવા લાગ્યા: “નૌકાને કાંઠે બાંધી દો.” પણ કાંઠો કયાં? ચારે બાજુએ ઉછળતું ઉન્મત્ત

જળ લાખ લાખ હાથે તાળી દેતું રુદ્રનૃત્ય કરવા લાગ્યું. દિગન્તરમાં અતિ દૂરદૂર તીરપ્રદેશ ઉપર વનની લીલી રેખા દેખાય છે, બીજી બાજુએ સૂર્યની દિશાએ પ્રચણ્ડ ભયંકર જળમોજાં વિદ્રોહથી ઉદ્ધત બની ઉછળી ઉઠે છે. પાણી હલેસાંને ગાંઠતું નથી, માતેલા મૂઢની પેઠે અશાન્ત નૌકા ઘુમી રહી છે. ત્રાસના હિમ સાથે મળીને શિયાળાનો તીવ્ર પવન નરનારીને થરથર કમ્પાવે છે. કોઇ મૂઢ બની ગયું છે, કોઇ રડે છે, કોઇ પોક પાડીને આત્મજનને બોલાવે છે. ઉડી ગએલે ફીકે મોંઢે મૈત્ર આંખો મીંચીને જપ કરે છે. માની છાતીમાં મ્હોં ઘાલી દેઇને રાખાલ કમ્પે છે. એવે સમે ખલાસીએ બૂમ મારીને સૌને કહ્યું: "બાપુ, તમારા માંથી કો'કે દોષ કર્યો છે; માનતા માનેલી તે પુરી કરી નથી, તેથીજ આ મોજાં ઉઠયાં છે. તેથી અકાળે આ તોફાન જાગ્યું છે; સાંભળો છો કે? માનતા પુરી કરો, ક્રોધાયમાન દેવ સાથે ખેલ ખેલો ના." જેની પાસે જે કંઇ ધનવસ્ત્ર હતું, તે સૌ તેણે વિચાર કર્યા વિના જળમાં ફેંકી દીધું, તોય પલકમાં દારુણ છાલકથી પાણી નૌકામાં પેઠું. ખલાસી ફરી કહે: "દેવતાનું ધન જે કોઇ પાછું લેઇ જતું હોય તે હવે સાંભળો." મોક્ષદાની સામે તાકીને બ્રાહ્મણ એકદમ બોલી ઉઠયો: "દેવતાને પોતાનો છોકરો સોંપી દેઇને આ સ્ત્રી પાછો લેઇ જાય છે." સૌ નિષ્ઠુર જાત્રાળુ ત્રાસથી એકવાકયે ગર્જી ઉઠયા: "ફેંકી દો એને." નારી કહે: "હે મહારાજ, રક્ષા કરો, રક્ષા કરો." રાખાલને બે દૃઢ હાથે છાતી સરસો ચાંપી દીધો.

બ્રાહ્મણ રોષથી ગર્જી ઉઠયો: "હું તારી રક્ષા કરનાર? રોષથી ભાન ભૂલી મા થઇને તેં તારો પુત્ર દેવતાને આપ્યો. અન્તકાળે હું એની રક્ષા કરીશ? દેવતાનું ઋણ પતવ. સત્યનો ભંગ કર્યે આટલાં બધાં પ્રાણીને તું સાગરમાં ડુબાવશે."

મોક્ષદા બોલી: "હું અતિ મૂર્ખ નારી; જે રોષમાં બોલેલી તે સત્ય થયું, અન્તર્યામી? એ તો માત્ર કહેવાનું જ હતું, તે

છોકરો મારો રાખાલ બહુ તોફાની છે, એને કોણ સંભાળશે? જન્મથી એની માશીને છોડી બીજે કયાંય બહુ રહ્યો નથી, એને કયાં લેઇ જશો? મુકતા જાઓ." રાખાલે કહ્યું: "માશી, સાગરે જઈશ, ફરી પાછો આવીશ." બ્રાહ્મણ સ્નેહસ્વરે બોલ્યો: "હું જ્યાં સુધી છું, ત્યાં સુધી તો કશો ભય નથી. આજ શિયાળાના દિવસોમાં નદી શાન્ત છે, અનેક જાત્રાળુનો મેળો છે. માર્ગમાં કશી વિપદ નથી–જતાં આવતાં બેએક માસ લાગશે. પાછા આવીને તમારો રાખાલ તમને સોંપી દેઇશ."

શુભક્ષણે દુર્ગાનું સ્મરણ કરીને નૌકાને છોડી. સૌ કુળનારીઓ આંસુભરી આંખે ઘાટે ઉભી રહી. હેમન્તના પ્રભાતશિશિરમાં એ ગામ છલછલ કરતું ઉભું છે.

જાત્રાળુ પાછા ફરવા માંડયા; મેળો પુરો થઇ ગયો. જુઆરની આશાએ સાંજની વેળાએ નૌકાને કાંઠે બાંધી છે. રાખાલનું કુતૂહલ પુરૂં થયું. ઘર-ગાંઠયો રાખાલનો પ્રાણ માશીના ખોળા માટે રડે છે; પાણી જ પાણી જોઇને એનું ચિત્ત અકળાઇ ગયું છે. ચંચળ બાળક અધીરે ઉત્સુક કણ્ઠે બ્રાહ્મણને આવીઆવીને પુછે: "મહારાજ, જુઆર કયારે આવશે?" જળનો વેગ ઓચિન્તો એ કાંઠે થમ્ભી ગયો, આશાના સમાચાર આવ્યા. નૌકાનું મ્હોં ફરી ગયું; મૃદુ નાદે પાસેથી તાણ થવા લાગ્યું, કલરવ ગીતે સાગરનો વિજયરથ નદીમાં પેઠો: જુઆર આવ્યો. દેવતાનું સ્મરણ કરીને ખલાશીએ નૌકાને ઉત્તર દિશાને મ્હોંએ છોડી દીધી. રાખાલે બ્રાહ્મણ પાસે આવીને પુછયું: "ઘેર પહોંચતાં હવે કેટલા દહાડા લાગશે?"

હજી તો બે ગાઉ ગયા નથી, હજી તો સૂર્ય આથમ્યો નથી, ત્યાં તો રૂપનારાયણ નદીના મુખમાં આવેલા બેટથી સાંકડા થઇ ગએલા નદીના પટમાં જુઆરના પ્રવાહ અને ઉત્તરવાયુ વચ્ચે પ્રચણ્ડ જુદ્ધ જામ્યું. જાત્રાળુઓ વારંવાર બૂમ મારવા લાગ્યા: "નૌકાને કાંઠે બાંધી દો." પણ કાંઠો કયાં? ચારે બાજુએ ઉછળતું ઉન્મત્ત

જળ લાખ લાખ હાથે તાળી દેતું રુદ્રનૃત્ય કરવા લાગ્યું. દિગન્તરમાં અતિ દૂરદૂર તીરપ્રદેશ ઉપર વનની લીલી રેખા દેખાય છે, બીજી બાજુએ સૂર્યની દિશાએ પ્રચણ્ડ ભયંકર જળમોજાં વિદ્રોહથી ઉદ્ધત બની ઉછળી ઉઠે છે. પાણી હલેસાંને ગાંઠતું નથી, માતેલા મૂઢની પેઠે અશાન્ત નૌકા ઘુમી રહી છે. ત્રાસના હિમ સાથે મળીને શિયાળાનો તીવ્ર પવન નરનારીને થરથર કમ્પાવે છે. કોઇ મૂઢ બની ગયું છે, કોઇ રડે છે, કોઇ પોક પાડીને આત્મ જનને બોલાવે છે. ઉડી ગએલે પ્રીકે મોંઢે મૈત્ર આંખો મીંચીને જપ કરે છે. માની છાતીમાં મ્હોં ઘાલી દેઇને રાખાલ કમ્પે છે. એવે સમે ખલાસીએ બૂમ મારીને સૌને કહ્યું: "બાપુ, તમારામાંથી કો'કે દોષ કર્યો છે; માનતા માનેલી તે પુરી કરી નથી, તેથીજ આ મોજાં ઉઠયાં છે. તેથી અકાળે આ તોફાન જાગ્યું છે; સાંભળો છો કે? માનતા પુરી કરો, ક્રોધાયમાન દેવ સાથે ખેલ ખેલો ના." જેની પાસે જે કંઇ ધનવસ્ત્ર હતું, તે સૌ તેણે વિચાર કર્યા વિના જળમાં ફેંકી દીધું, તોય પલકમાં દારુણ છાલકથી પાણી નૌકામાં પેઠું. ખલાસી ફરી કહે: "દેવતાનું ધન જે કોઇ પાછું લેઇ જતું હોય તે હવે સાંભળો." મોક્ષદાની સામે તાકીને બ્રાહ્મણ એકદમ બોલી ઉઠયો: "દેવતાને પોતાનો છોકરો સોંપી દેઇને આ સ્ત્રી પાછો લેઇ જાય છે." સૌ નિષ્ઠુર જાત્રાળુ ત્રાસથી એકવાકયે ગર્જી ઉઠયા: "ફેંકી દો એને." નારી કહે: "હે મહારાજ, રક્ષા કરો, રક્ષા કરો." રાખાલને એ દૃઢ હાથે છાતી સરસો ચાંપી દીધો.

બ્રાહ્મણ રોષથી ગર્જી ઉઠયો: "હું તારી રક્ષા કરનાર? રોષથી ભાન ભૂલી મા થઇને તેં તારો પુત્ર દેવતાને આપ્યો. અન્તકાળે હું એની રક્ષા કરીશ? દેવતાનું ઋણ પતવ. સત્યનો ભંગ કર્યે આટલાં બધાં પ્રાણીને તું સાગરમાં ડુબાવશે."

મોક્ષદા બોલી: "હું અતિ મૂર્ખ નારી; જે રોષમાં બોલેલી તે સત્ય થયું, અન્તર્યામી? એ તો માત્ર કહેવાનું જ હતું, તે

વારે સાંભળીનેય, ભગવાન, તું સમજ્યો નહોતો? માત્ર મોંઢાનું જ વાક્ય તેં સાંભળ્યું હતું? જનનીના અન્તરની વાત સમજ્યો નહોતો?" બોલબોલતામાં તો સૌ ખલાસીઓએ એકઠા થઈને માની છાતીમાંથી રાખાલને ખેંચી કાઢ્યો. મૈત્ર આંખો મીંચી, મ્હોં ફેરવી, કાને હાથ દેઈ, દાંતે દાંત ભીડી બેશી રહ્યા. મર્મે મર્મે વીજળીની ચાબુકોના ઘા થવા લાગ્યા, વીંછીના ડંખની વેદના થવા લાગી. "માશી, માશી, માશી." નિરુપાય અનાથની એ છેવટની હાંકે અગ્નિના શળીઆની પેઠે એના કાનને વીંધી નાખ્યા. બ્રાહ્મણ ચીસ પાડી ઉઠ્યો: "રાખ, રાખ, રાખ!" આંખ ઉઘાડી જોયું તો મોક્ષદા એના પગ આગળ મૂર્છા ખાઇને પડી છે. બીજી જ પળે ઉછળતા તરંગ ઉપર આર્ત આંખ પડી. 'માશી' શબ્દ પોકારતો બાળક જળના અનન્ત અન્ધકારમાં ઉતરી ગયો. માત્ર એક વાર મુઠી વાળેલો હાથ વ્યાકુળ બળે જળ ઉપર આવી આકાશનો આશ્રય ખોળી નિરાશ થઇ ડુબી ગયો. "પાછો લાવી આપીશ," એમ કહી ઉંચે શ્વાસે બ્રાહ્મણે પળમાત્રમાં જળમાં પડતું મેલ્યું; પાછો આવ્યો ના. સૂર્ય આથમી ગયો.

(સં. ૧૯૫૫) ૧૩ કાર્તક ૧૩૦૪

---

૧૦

## સામાન્ય હાનિ

( દિવ્યાવદાનમાલા )

માઘ માસમાં શીતળ વાયુ વાય છે, વરુણા નદીનું નિર્મળ નીર કલરવ કરતું વહે છે. કાશીની રાજરાણી કરુણા નગરીથી દૂર ગામે ચમ્પકવનમાં એકાન્તે પત્થરઘાટે સ્નાન કરવાને સો સો સાહેલીઓ સાથે જાય છે. રાજાની આજ્ઞા છે કે આજે પ્રભાતે એ ઘાટે એ માર્ગે કોઇએ જવું નહિ. પાસે જે કંઇ થોડાંક ઝુપડાં હતાં, તે છોડીને લોક ચાલ્યા ગયા છે; તેથી નદીતીર સ્તબ્ધ છે, ગમ્ભીર છે; વનમાંથી માત્ર થોડાં પંખીનો શબ્દ ઉઠે છે.

ઉત્તરવાયુએ નદી આજે ઉતાવળી દોડે છે. સોનેરી પ્રકાશ જળ ઉપર પડ્યો છે, આનંદે મોજાં છળછળ ઉછળે છે, લાખો

માણેકે જડયું ઓઢણું પહેરીને નટી જાણે નાચતી ચાલે છે. નારીઓને કણ્ઠરવે આજ નદીના કલરવને લજવી દીધો છે; કમળની દાંડીઓના લલિત ખેલથી સખીમંડળે નદીને ચંચળ બનાવી મુકી છે; આલાપના, પ્રલાપના, હાસ્યના શબ્દ વડે આકાશ ભરાઇ ગયું છે. એમ કરતાં સ્નાન સમાપ્ત થયું, સૌ નારીઓ કાંઠે આવી. રાણી બોલી: "અરે ટાઢે મરૂં છું, શરીર સૌ થરથરે છે. અરે ઓ સહિયરો, દેવતા સળગાવો તો ટાઢ ઉડે."

સખીઓ સૌ લાકડાં વીણવા કુસુમવનમાં ચાલી. કૌતુકરસે સૌ ઘેલી બની ડાળીઓ તાણવા લાગી. એવામાં રાણીએ સૌને બૂમ મારી હસતે મોંએ કહ્યું: "અરે અહીં આવો, કોઇકની ઝુપડી અહીં પાસે જ દેખાય છે. એ ઝુંપડીને આગ લગાડો, એનાથી હાથપગ શેકીશ." એમ બોલીને રાણી રંગે હસી ઉઠી. કરુણા લાવીને માલતી બોલી: "આ તે શી મશ્કરી! એ ઝુંપડી કોણ જાણે કોઇ સાધુસંન્યાસીએ કે કોઈ ગરીબે કે કોઈ પ્રવાસીએ બાંધી હશે, સળગાવીને એનો તે શું કરવા નાશ કરવો, માતાજી?"

રાણી રોષે બોલી: "જો મોટી દયાવાળી! કાઢી મુકો એને?" કૌતુકે નિરંકુશ, યૌવનમદે નિષ્ઠુર બધી યુવતીઓએ મળીને પાગલની પેઠે ઝુંપડીમાં આગ મુકી! ઘનઘોર ધુમાડાના ગોટેગોટા ઉઠયા, ફુલીફુલીને ઉડવા લાગ્યા. જોતજોતામાં ધુમાડાને ચીરીને, અગ્નિ પોતાની સેંકડો જીભો ઉછાળતો નિકળ્યો. પાતાળ ચીરીને જાણે સર્વે જવાળામયી નાગણી બહાર નિકળી આવી ગગનની દિશાએ ફેણ નચાવતી હોય, જાણે ગર્જનગાનમાં માતી ઉઠી હોય! પ્રલયમત્ત નારીઓના કાનમાં દીપક રાગિણી વાગી ઉઠી. પ્રભાતપંખીનાં આનન્દગીત ભયને વિલાપે તુટી પડયાં. પંખીઓ ટોળે મળીને કોલાહલ કરવા લાગ્યાં; ઉત્તરવાયુ પ્રબળ થયો, અગ્નિ એક ઝુંપડીએથી ઉડીને બીજી ઉપર પડયો. એ સૌ ઝુંપડી ઘડી એકમાં બળી ખાખ થઇ ગઇ.

અગ્નિની પ્રલયલોલુપ જીભ એ નાના ગામને ચાટી ગઇ.

માઘમાસને પ્રભાતે એ સૂને માર્ગે અરુણરંગી વસ્ત્રો પહેરી રાણી આનન્દે થાકીપાકી સૌ સાહેલીઓ સાથે પાછી ઘેર આવી. તે વારે રાજા સભામાં ન્યાયાસને બેઠો છે. ઘરબાર વિનાની થઇ પડેલી પ્રજાએ ટોળેટોળે આવીને ગદ્‌ગદ્ કણ્ઠે પોતાનાં દુઃખ સંકોચે કહ્યાં, પગે પડીને વિનંતિ કરી. રાજાનું મોં શરમનું માર્યું રાતું થઈ ગયું, સભા છોડીને ચાલતો થઇ ગયો. રાણીના ઘરમાં પેઠો ને બોલ્યો: "રાણી, આ શું? ગરીબ પ્રજાનાં ઘર સળગાવી મુકયાં! બોલો, એ તે કયો રાજધર્મ?"

રાજાની રાણી ક્રોધે બોલી: "એને તે શું ઘર કહેવાય? થોડીક ભાંગી ઝુંપડી બળી ગઇ, એમાં તે જગતને કેટલીક હાનિ થઇ ગઇ? રાજરાણીના એક વેળાના વિલાસમાં કેટલુંય ધન જાય છે!" દીપ્ત હૃદયને રૂંધી રાજા રોષે બોલ્યો: "જ્યાં સુધી તમે રાજરાણી છો, ત્યાં સુધી ગરીબની ઝુપડીમાં ગરીબને શી હાનિ થાય તે સમજી શકશો નહિ એ જાણું છું, તમને સમજાવીશ."

રાજાની આજ્ઞાએ દાસીએ આવીને રાણીનાં આભૂષણ ઉતારી લીધાં, અરુણરંગી વસ્ત્રો તાણી લીધાં; ભીખારણનાં વસ્ત્ર લાવીને પહેરાવી દીધાં. માર્ગમાં રાણીને લેઇ જઇને રાજા બોલ્યો: "બારણેબારણે ભીખ માગો; એક ઘડીની તમારી મઝાને માટે જે ઝુપડાં તમે બાળી મુકયાં, તે ગમે તેટલા દહાડા લાગે તોય તમારે બંધાવી આપવાં જોઇશે. એક વર્ષનો સમય તમને દેઉં છું, ત્યાર પછી પાછાં આવજો; ભાંગી ઝુપડી બાળ્યે જગતને શી હાનિ થાય છે તે સભામાં ઉભાં રહી સૌને નમસ્કાર કરીને જણાવજો."

( સંવત ૧૯૫૬ ) ૨૫ આસો, ૧૩૦૬

---

૧૧

**મૂલ્યપ્રાપ્તિ** ( અવદાનશતક )

શિયાળાની રાતે હિમનાં બાળ્યાં સૌ પદ્મ બળી ગયાં છે. પણ કોણ જાણે કેવી રીતે સુદાસ માળીના સરોવરમાં એક પદ્મ ખીલી

ઉઠ્યું છે. તોડી લેઇને માળી એને વેચવા રાજદરબારે ગયો, રાજાનાં દર્શન માગ્યાં. એવે સમે ફૂલ જોઇને રસ્તે જનાર એક શેઠ આનન્દમાં આવી જઇ બોલ્યો: "અઋતુનું તારૂં પદ્મફૂલ હું ખરીદી લેઇશ; બોલ, શું મૂલ એનું? બુદ્ધ ભગવાન આજે નગરમાં આવ્યા છે, એમને ચરણે ચઢાવીશ." માળી કહે: "એક માષો સોનાની આશા રાખી છે." શેઠે ખરીદવાની ઇચ્છા કરી, એવામાં તો રાજા મહા ઠાઠમાઠથી પૂજાની પુષ્કળ સામગ્રી લેઇને બહાર નિકળ્યો. રાજા પ્રસેનજિત મંગળગીત ગાતો ગાતો બુદ્ધ ભગવાનને દર્શને જાય છે. અઋતુનું ફૂલ જોઇને રાજાએ પુછ્યું: "એનું મૂલ શું? ખરીદીને ભગવાનને ચરણે ચઢાવીશ." માળી કહે: "રાજાજી, એક માષો સોનું આપીને આ શેઠે ખરીદી લીધું છે." રાજાએ કહ્યું: "હું દશ માષા આપીશ." શેઠે કહ્યું: "હું વીશ આપીશ." બન્ને કહે: "લાવ, લાવ." કોઇ નમ્યું આપે નહિ, મૂલ જોતજોતામાં ચઢી ગયું. માળી વિચારે કે જેને માટે આ બે વાદે ચઢ્યા, તેને પોતાને જ આપું તો કેટલું ય મળશે! હાથ જોડીને એ બોલ્યો: "દયા કરીને ક્ષમા કરો, ફૂલ વેચવા મન કહ્યું કરતું નથી." એવું કહીને જે દોડ્યો તે જ્યાં બુદ્ધદેવ ઉતર્યા છે એ ઉજળિવનમાં જઇ ઉભો રહ્યો. ત્યાં ભગવાન પ્રસન્ન પ્રશાન્ત મને પદ્માસન વાળી બેઠા છે; એમની મૂર્તિ નિરંજન આનન્દમય છે. એમની દૃષ્ટિમાંથી આનન્દ ઝરે છે, હોઠ ઉપર કરુણાના સુધાહાસ્યની જ્યોતિ સ્ફુરે છે. સુદાસ માળી એમને જોઇ રહ્યો છે, આંખનો પલકારો પણ થતો નથી; મ્હોંએથી વાક્ય પણ નિકળતું નથી. એકદમ ધરતી ઉપર લાંબો થયો, પ્રભુને ચરણકમળે પદ્મફૂલ ચઢાવી દીધું. ભગવાને અમૃત વરસાવી હશીને પુછ્યું: "વત્સ, કહે તારે શું જોઇએ છે?" વ્યાકુળ સુદાસ કહે: "પ્રભુ, બીજું કશું નહિ, આપના ચરણની ધૂળની રજ!"

( સંવત ૧૯૫૬ ) ૨૬ આસો, ૧૩૦૬

---

૧૨
નગરલક્ષ્મી (કલ્પદ્રુમાવદાન)

શ્રાવસ્તીપુરીમાં જ્યારે દુકાળ પડયો, હાહાકાર જ્યારે જાગી ઉઠયો, ત્યારે બુદ્ધભગવાને પોતાનાં ભક્તજનને એકેએકે પુછી જોયું: "ભુખ્યાંને અન્નદાન દેવાની સેવા તમારામાંથી કોણ ઉપાડી લે છે?"

રત્નાકર શેઠ એ સાંભળીને માથું નીચું કરી રહ્યા, હાથ જોડીને બોલ્યા: "આ વિશાળ નગરી ભુખી છે; સ્વામી, એની ભૂખ ટાળવાની મારી શક્તિ નથી." સામન્ત જયસેન બોલ્યો: "મારી છાતી ચીરીને લોહી દીધે કંઇ કાજ સરે એમ હોત તો તો એ ભાર હું માથે લેત; મારા ઘરમાં આજ અન્ન તો કયાં છે?" ધર્મપાળ નિસાસો નાખીને બોલ્યો: "શું કહું મહારાજ, મારૂં કપાળ કુટી ગયું છે! સોના સરખા મારા ખેતરને દુકાળ-પ્રેતે ચુશી ખાધું છે. રાજાનો કર જોગવવોય કઠણ થઇ પડયો છે, છેક દીનહીન થઇ ગયો છું."

સૌ એકમેકના મોં સામે જોઇ રહ્યાં છે, કોઇ કશો ઉત્તર દેતું નથી, સભામણ્ડપમાં સૌ સૂનકાર છે. દુઃખી નગરી તરફ બુદ્ધ ભગવાનની કરુણ આંખ સન્ધ્યાના તારા પેઠે જોઇ રહી છે. એવે સમે વેદનાએ આંસુ સારતી, રાતે કપાળે ને લાજ-નમ્યે શિરે અનાથપિણ્ડદની કન્યા ધીરે ધીરે ઉઠી, ભગવાનની ચરણરજ લીધી ને વિનયથી મધુકણ્ઠે બોલી: "મેં અધમ ભિકખુણીએ આપની આજ્ઞા ઉપાડી લીધી. ખાધા વિના જે રડે છે તે સૌ મારાં સન્તાન. નગરીને અન્ન આપવાનો ભાર આજ મેં ઉપાડયો!"

એ સાંભળીને સૌ વિસ્મય પામી ગયું: "તું તો ભિકખુ કન્યા–ભિકખુણી! કયે અહંકારે ફાટીને આવો કઠણ ભાર તેં માથે લીધો? બોલ તો ખરી, આજ તને થયું છે શું?" સૌની સામે નમીને એ બોલી: "માત્ર આ ભિક્ષાપાત્ર છે. હું તો દીનહીન, સૌના કરતાંયે અશક્ત; પણ તમારી દયા પામીશ ને

પ્રભુની આજ્ઞા સફળ થશે. મારો ભંડાર તો તમ સૌને ઘેરેઘેર ભર્યો રહ્યો છે. તમે સૌ ઇચ્છશો તો આ પાત્ર અક્ષયપાત્ર થશે. ભિક્ષાના અન્નથી વસુધાને બચાવીશ, દુકાળની ભૂખ ભાગીશ."

( સંવત ૧૯૫૬ ) ૨૭ આસો ૧૩૦૬

---

૧૩

અપમાન–વર ( ભક્તમાળ )

ભક્ત કબીર સિદ્ધપુરુષ છે એવી એમની ખ્યાતિ દેશેદેશે ગવાઇ રહી છે. લાખો નરનારી આવીને એમની ઝુંપડી ઘેરી ઉભાં છે. કોઇ કહે: "મન્ત્ર ભણી દેઇને મારો રોગ દૂર કરો." કોઇ વંધ્યા રમણી સન્તાન માટે રડી રહી છે. કોઇ કહે: "આપની દૈવશક્તિ મને આંખે દેખાડી આપો." કોઇ કહે: "જગતમાં વિધાતા છે એવું સિદ્ધ કરી દેખાડો!" કબીર રડીને બે હાથ જોડી ભગવાનને કહે: "હરિ, દયા કરીને નીચ યવનને ઘેર તેં જન્મ આપ્યો. જાણ્યું હતું કે તારી અપાર કૃપાથી કોઇ આવશે નહિ, સૌની આંખના પડદાની પાછળ તું-હું બે જ રહીશું. હા માયાવી, આ શો ખેલ તું ખેલ્યો; જાણીબુઝીને તેં ક્યાં મને પીડામાં નાખ્યો? ઘરઆંગણે વિશ્વના લોકને બોલાવી તું ખશી ગયો?"

નગરના જે સૌ બ્રાહ્મણ, એ તો વિષમ રાગ કરી ઉઠ્યા: "યવન વણકરની ચરણરજ લેવા હજારો લોક આવે છે! ચારે કોરા કળિ ભરાઇ ગયો છે, પાપનો ભાર ભરાઇ ગયો છે; એનો નાશ કર્યા વિના હવે ધરણીનો ઉદ્ધાર નથી." બ્રહ્મમંડળે એક વેશ્યાની સાથે યુક્તિ કરી, એની સાથે છાનીમાની ગોષ્ટી રચી ને એને પૈસા આપ્યા. ગુજરીના હાટમાં એક વાર કબીરજી ખાદી વેચવા આવ્યા છે, ત્યાં એકાએક પેલી નારીએ આવી સૌની સામે રડીને કહ્યું: "રે શઠ નિષ્ઠુર કપટી, આવી રીતે સરળ નારી સાથે તેં કપટ કર્યું? વિનાઅપરાધે મને તજી દીધી, ને સાધુનો વેશ લેઇ બેઠો? અન્નવસ્ત્ર વિના મારૂં તો શરીર કાળું પડી ગયું!"

પાસે જે બ્રાહ્મણમણ્ડળ ઉભું હતું તે જુઠો કોપ કરી ઉઠયું : "ભણ્ડ તાપસ, ધર્મને નામે ધર્મનો લોપ કર્યો? સુખમાં બેશીને ભોળા લોકની આંખમાં ધૂળ નાખે છે? બિચારી આ અબળા અન્ન વિના, અરેરે, રસ્તે રખડે છે!" કબીર બોલ્યા: "હા, હું અપરાધી; નારી, ત્યારે ઘેર ચાલ; મારે ત્યાં અન્ન હશે ત્યાં સુધી તું શું કરવા ઉપવાસી રહે?"

વિનયથી ને આદરથી દુષ્ટ નારીને ઘેર આણી કબીર બોલ્યા: "હરિએ તને આ દીનને ઘેર મોકલી." લાજથી ભયથી પરિતાપ-થી રમણી ત્યારે રડીને બોલી: "લોભમાં પડીને મેં આ પાપ કર્યું છે, સાધુને શાપે મરી જઇશ." કબીરે કહ્યું: "ભય નહિ, માતા; તારો કશો દોષ નહિ લેઉં, તેં તો આ અપમાનથી અને અપવાદથી મારે માથે ભૂષણ આણ્યું છે." સાધુએ એના મનમાંનો વિકાર કાઢી નાખ્યો, એને ભાન આણ્યું, એને મધુર કણ્ઠે હરિનામના ગુણ ગાવાનું ચઢાવી દીધું. દેશમાં તો ગવાઇ ગયું જે કબીર કપટી છે, એની સાધુતા જુઠી છે. એ સાંભળી કબીર શિર નમાવીને કહે: "હા બાપુ, હું સૌની નીચે. જો કાંઠો મળે તો નાવડાનો મારે ગર્વ શો? જો તમે મારી ઉપર હો, તો હું સૌની નીચે રહીશ."

સાધુની વાત સાંભળીને રાજાના મનમાં કૌતુક થયું. એના દૂતે આવીને રાજસભામાં આવવા કહ્યું, ત્યારે સાધુએ માથું ધુણાવી કહ્યું: "મારી હીનતાની અન્દર સૌથી દૂર રહું છું; મારા જેવો અધમ જન તે રાજસભામાં શોભે?" દૂત કહે: "તમે નહિ આવો તો અમારો વાંક નિકળશે, તમારા જશ સાંભળીને તમારાં દર્શન કરવાનું રાજાને મન થયું છે." રાજા રાજસભામાં બેઠો છે, દરબારી હારેહારે બેશી ગયા છે; એવે સમે નારીને પાછળ લેઇ કબીરજી ત્યાં આવી ઉભા. કોઇ હસે, કોઇ ભમર ચઢાવે, કોઇ માથું નીચું નમાવી રહે. રાજા વિચારે: આ તે કેવો નિર્લજ્જ,

તે બેરી લેઇને ફરે છે! એણે નિશાની કરી, ને પળવારમાં દ્વારપાળે સાધુને દરબારમાંથી બહાર કાઢ્યો. નારીને લેઇ વિનયપૂર્વક કબીરજી પોતાની ઝુંપડી તરફ ચાલ્યા, માર્ગમાં બ્રાહ્મણમંડળ હતું, તે કૌતુકે હસવા લાગ્યું; કઠણ જીભે કઠણ બોલ સંભળાવવા લાગ્યું. ત્યારે રમણી રડી પડી, સાધુને પગે પડી બોલી: "પાપપંકમાંથી મને શું કરવા ઉંચકી લીધી? મને ઘેર રાખીને શું કરવા અપમાન સહો છો?" કબીરજી બોલ્યા: "જનની, તું તો મારા પ્રભુનું દાન!"

( સંવત ૧૯૫૭ ) ૨૮ આસો, ૧૩૦૬

---

૧૪

## સ્વામીલાભ

( ભક્તમાળ )

એક સમે તુલસીદાસ ગંગાતીરે નિર્જન સ્મશાનમાં સન્ધ્યાવેળાએ પોતાના ગાનમાં મત્ત થઇને એકલા ફરતા હતા. જોયું કે મૃત પતિના ચરણ પાસે સતી બેઠી છે; તેની સંગે એકસાથે ચિતાનળ ઉપર મરવાની એની કામના છે. લોક વચ્ચે વચ્ચે આનન્દનો ચીત્કાર કરી જયનાદ કરે છે, પુરોહિત બ્રાહ્મણો ચારે બાજુ ફરી વળીને સાધુવાદ ગાય છે.

એકાએક નારીએ સાધુને જોયા, તેમને પ્રણામ કરીને એણે વિનંતી કરી: "પ્રભુ, આપને શ્રીમુખે અનુમતિ આપો." તુલસીદાસ બોલ્યા: "માતા, આટલી બધી તૈયારી કરીને જઇશ કયાં?" સતી કહે: "પતિ સાથે સ્વર્ગધામે જવાનું મન છે." સાધુ હસીને કહે: "ધરાધામ છોડીને સ્વર્ગધામે જવાનું શું કરવા ચાહે છે? હે જનની, સ્વર્ગ જેનું છે, આ ધરા તેની નથી શું?"

નારી આ વાત સમજી શકી નહિ, દિંમૂઢ થઇને વિસ્મયે જોઇ રહી. થોડી વાર પછી બોલી: "સ્વામી જો મળે, તો સ્વર્ગની

પરવા નથી." તુલસીદાસ હસીને બોલ્યા: "ત્યારે પાછી ચાલ, કહું છું જે આજથી એક માસ પછી તારા સ્વામી તને પાછા મળશે." આશાવશ થઇ રમણી સ્મશાન છોડી ઘેર પાછી ગઇ. તુલસીદાસ ગંગાતીરે શાન્ત રાત્રિએ જાગતા રહ્યા.

શુદ્ધ ચિત્તે નારી એકલી ઘરમાં રહે, તુલસીદાસ રોજરોજ એને કંઇક ભાવના આપે, નારી એકમને રોજરોજ એ ભાવનાનું ધ્યાન ધરે. મહિનો વીતી ગયો, પાડોશીનાં ટોળેટોળાં એને ઘેર આવે ને પુછે: "સ્વામી મળ્યા કે?" નારી હસીને કહે: "મળ્યા!" વ્યગ્ર થઇને લોક પુછે: "કહે ત્યારે કહે, કયા ઘરમાં એ છે?" નારી કહે: "પ્રભુ રાતદિન મારા અન્તરમાં રહ્યા છે!"

(સંવત ૧૯૫૭) ૨૯ આસો, ૧૩૦૬

---

૧૫ રવીન્દ્રનાથ

સ્પર્શમણિ (ભક્તમાળ)

વૃન્દાવનમાં નદી તીરે સનાતન ગોસ્વામી એકમને નામ જપે છે. એવે સમે દીનવેશે બ્રાહ્મણે આવીને એમના ચરણમાં પ્રણામ કર્યા. સનાતને પુછ્યું: "ક્યાંથી આવવું થયું? નામ શું, મહારાજ?" બ્રાહ્મણ કહે: "શું કહું! બહુ દૂરથી ભમતે ભમતે આપનાં દર્શન પામ્યો છું. મારૂં નામ જીવન છે, વર્ધમાન જીલ્લામાં માનકર મારૂં ગામ છે. એવો હતભાગિયો છું, કે મારા જેવો દીનહીન ક્યાંય નહિ હશે! ભોંયભાડું કંઇક છે, મજુરી કર્યે કંઇક કંઇક પામું છું. ક્રિયાકર્મમાં યજ્ઞયાગમાં પૂર્વે જે ખ્યાતિ હતી, તેમાંનું આજ કશુંય નથી. ઉન્નતિને માટે શિવની આરાધના કરીને વરદાન માગ્યું. એક વેળા રાત્રે સ્વપ્નમાં શિવે કહ્યું જે: "તારી કામના પુરી કરીશ. યમુનાતીરે સનાતન ગોસ્વામિની પાસે જા. એમના ચરણનું શરણ લેજે,

એમને પિતાસ્વરૂપ માનજે; એમના હાથમાં ધનનો ઉપાય છે." વાત સાંભળીને ગોસ્વામી વ્યાકુળ મને વિચારવા લાગ્યા: "મારી પાસે શું છે? હતું એ તો સૌ ફેંકી દેઈને ભિક્ષાપાત્ર લઈ નિકળ્યો છું." એકદમ કંઈક સાંભરી આવ્યું, એકદમ સાધુ બોલી ઉઠયા: "ઠીક, ભાઈ ઠીક! એક વાર નદીકાંઠે રખડતાં સ્પર્શમણિ મળી આવ્યો હતો, કોઈને કદી આપવા ચાલશે એમ જાણીને રેતીમાં દાટયો છે; મહારાજ, લેઈ જાઓ એને, અડતા અડતામાં તમારૂં દુઃખ દૂર થશે." બ્રાહ્મણે ઉતાવળે રેતી ખોદી એ સ્પર્શમણિ બહાર કાઢયો. લોઢાનાં બે માદળિયાં હતાં, તે એને અડયાં કે સોનાનાં થઇ ગયાં! બ્રાહ્મણ વિસ્મયે રેતી ઉપર બેશી પડયો, કંઇક વિચારવા લાગ્યો. યમુનાને કલ્લોલગાને એના કાનમાં કંઈક કહેવા માંડયું. આથમતા થાકયા સૂર્યની રાતી છબિ નદી પાર અસ્તાચળમાં ઉતરી ગઇ. બ્રાહ્મણ ત્યારે ઉઠયો, સાધુના ચરણમાં પડયો, આંસુભરી આંખે બોલ્યો: "મહારાજ, જે ધને ધનવાન થઈને, મણિને પણ તમે મણિ ના માન્યો, તુચ્છ માન્યો, તે ધનનો એક રજકણ મને આપો. મસ્તક નમાવીને એટલું જ માગી લેઉં છું!" એટલું બોલીને એ સ્પર્શમણિને નદીમાં ફેંકી દીધો!

(સં. ૧૯૫૭) ૨૯, આસો ૧૩૦૬

---

૧૬

## બન્દીવીર

રવીન્દ્રનાથ

ગુરુને મન્ત્રે જોતજોતામાં માથાની વેણી બાંધીને અનેક શીખો પાંચ નદીને તીરે મમતા છોડી નિર્ભય બની જાગી ઉઠયા. "ગુરુજીકી જે!" હજાર કણ્ઠને એવે શબ્દે દિશાઓ પુરી કાઢી. નવા જાગેલા શીખો નવી ઉષાના સૂર્ય સામે જોઇ રહ્યા.

"અલખ નિરંજન!" એવો મહારવ ઉઠ્યો ને સાથે સૌ બન્ધન તુટ્યાં, સૌ ભો ભાગ્યો. મહાઉલ્લાસે છાતી પાસની કિરપાણ ઝણઝણવા લાગી. પંજાબ આજ ગાજી ઉઠ્યું: "અલખ નિરંજન!" પ્રાણની શંકા કાઢી નાખીને સૌનું ઋણ પતવી દેવાનો આજ દિવસ આવ્યો છે. જીવન ને મૃત્યુ આજે પગ આગળ દાસ છે, ચિત્ત બેપરવા છે. પાંચ નદીના દશ તીરને આજે એ ઘેરી ઉભા છે.

દિલ્લીના મહેલમાં સુતેલા શાહજાદાની તન્દ્રા આજ ભાગી ગઇ છે. કોને કણ્ઠે ગગન વલોવાઇ ગયું છે? રાત્રિની શાન્તિ તુટી ગઇ છે? કોની મશાલથી આકાશના લલાટમાં અગ્નિ ફુટી ઉઠ્યો છે? શું ભક્તદેહની રુધિરલહરી લાખ લાખ છાતી ચીરીને વહી છુટી છે? માળા છોડીને પંખી છુટે એમ એ સૌ પ્રાણ ટોળે ટોળે એકઠા થઇ ગયા છે. પંચનદીને તીરે એ વીરોએ માતાનું રુધિરતિલક કપાળે ચઢાવ્યું છે.

મોગલ-શીખના યુદ્ધમાં વીરો મરણને આલિંગન દેવા લાગ્યા. નાગની સામે ગરુડ જુઝે તેમ બે બે જોદ્ધાઓ સામસામી જુઝવા લાગ્યા. ગમ્ભીર સ્વરે શીખ વીર પોકારે: "ગુરુજી કી જે!" રક્તપાગલ મત્ત મોગલ પુકારે: "દીન દીન!"

ગુરુદાસપુરના કિલ્લામાં બન્દા મોગલસેનાને હાથે કેદી થયો, ત્યારે એને સિંહની પેઠે સાંકળે બાંધી લેઇને દિલ્લી પકડી ગયા.

મોખરે મોગલસેના માર્ગની ધૂળ ઉડાવતી ચાલે છે. એમના ભાલાનાં ફળ ઉપર શીખ વીરનાં માથાં ચઢ્યાં છે. પાછળ સાતસો શીખ સાંકળ ખખડાવતા ચાલે છે. રાજમાર્ગમાં લોક માતા નથી, બારીઓ અટારીઓ ઉભરાઇ ગઇ છે. પ્રાણનો ભય ફેંકી દેઈને શીખ ગર્જે: "ગુરુજી કી જે!" મોગલોએ ને શીખોએ આજ દિલ્લીના માર્ગની ધૂળ ઉડાવી છે.

પડાપડી થઇ રહી છે, પહેલું કોણ માથું આપે એ માટે દોડાદોડી થઇ રહી છે. દિવસ ઉગે ને હારે હારે કેદીઓ ચણ્ડાળની પાસે જાય, "ગુરુજીકી જે !" પોકારીને સો સો વીર માથાં ઉતારે.

સાત દિવસમાં સાતસો પ્રાણ ચાલ્યા ગયા. કાઝીએ બન્દાનો દીકરો બન્દાના હાથમાં સોંપી દીધો ને બોલ્યો: "આનો વધ તો તારે પોતે કરવો જોઇશે." બન્દાના એકમાત્ર દીકરાને—એ કિશોર કુમારને—હાથ બાંધીને પિતાના ખોળામાં નાખ્યો.

બન્દા કશુંય બોલ્યો ના, ધૈર્યથી નાના બાળને છાતીએ લેઇ લીધો. જમણો હાથ જરા વાર માથા ઉપર રાખ્યો, એક વાર એની રંગેલી પાઘડી ઉપર ચુમ્બન કર્યું. ત્યાર પછી ધીરે ધીરે કમરમાંથી કિરપાણ ખેંચી. બાળકના મુખ સામે જોયું, કાનમાં ધીરે ધીરે કહ્યું: "ગુરુજી કી જે! પુત્ર, ભય નહિ!"

કિશોર વદન ઉપર અભયકિરણ ઉત્સાહે સળગી ઉઠ્યાં છે. કિશોર કણ્ઠે સભામણ્ડપ કમ્પાવતો બાળક બન્દાના મુખ સામે જોઇને ગર્જી ઉઠ્યો: "ગુરુજી કી જે! કશો ભય નથી!" બન્દાએ ત્યારે એને ડાબે પડખે દબાવીને જમણે હાથે એની છાતીમાં કિરપાણ બેસાડી દીધી. "ગુરુજી કી જે!" બોલી બાળક ધરણી ઉપર ઢળી પડ્યો.

સભા સ્તબ્ધ થઇ. ચણ્ડાળે તપાવેલી સાણસી વડે બન્દાનો દેહ ચુંટી નાખ્યો. સ્થિર થઇને વીર મર્યો, એક પણ કાયર શબ્દ ના બોલ્યો. જોનારાએ આંખો મીંચી દીધી. સભા સ્તબ્ધ થઇ.

(સં. ૧૯૫૭) ૩૦, આસો ૧૩૦૬

૧૭
## માની

ઔરંગજેબે જ્યારે ભારતને ધૂળધાણી કરી નાખ્યું, ત્યારે મારવાડપતિએ આવીને કહ્યું: "પ્રભુ, સાંભળો; નહરે જેને પકડી આણ્યો છે તે સિરોહીપતિ સુરતાન મારા ઘરમાં કેદી છે, હવે એનું શું કરવું છે તે વિષે આજ્ઞા કરો."

સાંભળીને ઔરંગજેબ કહે: "કેવી અદ્‌ભુત વાત! આટલે દિવસે વજ્રભરી વિજળી પકડાઇ ગઇ? થોડાક પહાડીને લેઇ પહાડમાં ને વનમાં એ રખડતો, મારવાડના ઝાંઝવાંના જળ પેઠે એ રાજપુત સ્વતન્ત્ર હતો; એને મારે જોવો છે, તેડી લાવવાને કોઇ રાજદૂત મોકલો."

મારવાડ-રાજ જશવન્તસિંહ ત્યારે હાથ જોડીને બોલ્યો: "ક્ષત્રિયકુળના સિંહશિશુએ આજ મારે ઘેર આશ્રય લીધો છે. બાદશાહ એને જોવા ચાહતા હોય તો પહેલાં વચન મળવું જોઇએ કે કદાપિ એનું કોઇ રીતે અપમાન ના થાય, ત્યાર પછી આપની સભામાં એને આદરથી લાવીશ."

ઔરંગજેબ હશીને બોલ્યો: "મારવાડપતિ મહારાજ, તમે પ્રબળ વીર છો, પ્રવીણ છો; આજ એવી શી વાત બોલો છો? તમારા મોંની આવી વાત સાંભળીને શરમાઉં છું. માનીના માનને હણે, એવું માનીને તે શોભે? કહું છું કે ચિન્તા કરતા ના, એને સભામાં આણો."

મારવાડપતિની સાથે સિરોહીપતિ સભામાં આવ્યા, માથું ઉંચું રાખીને સામે જોવા લાગ્યા. સૌ વજ્રનાદે બોલ્યા: "બાદશાહને સલામ ભરો." જશવન્તસિંહને ખભે હાથ ટેકવી રાજપુત ધીરે બોલ્યો: "ગુરુજનના ચરણ સિવાય બીજે ક્યાંય માથું નમે ના."

રોષ કરીને રાતી આંખે બાદશાહનો અનુચર બોલ્યો: "ભોંય ઉપર માથું કેમ અાળોટે તે શીખવી શકું છું." હસીને સિરોહીપતિ બોલ્યા: "ભયથી કોઈને માથું નમાવું એવી બુદ્ધિ ભગવાન ના આપો. ભય શું છે એ તો હું જાણતો નથી." એમ કહીને રાજા તલવાર ઉપર હાથ રાખી ઉભો રહ્યો.

બાદશાહે સુરતાનનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડ્યો ને બોલ્યો: "વીર, ભારતમાં કયા દેશ ઉપર તમારી આશા છે?" રાજા બોલ્યો: "આખા જગતમાં ય અચળગઢ ઉપર." સભામાં સૌ ઝીણું ઝીણું હસવા લાગ્યા. બાદશાહ કહે: "અચળગઢમાં અચળ વાસ કરો."

(સં. ૧૯૫૬) ૧ કાર્તિક, ૧૩૦૬

---

૧૮

માગ્યા કરતાંય મોટું દાન

પઠાણોએ શીખોને કેદ કરી બાંધી આણ્યા છે, સુહિદગંજની ધરણી રાતી થઈ ગઈ છે. નવાબ બોલ્યો: "સાંભળો તરુસિંહ, તમને ક્ષમા આપવાની ઈચ્છા છે." તરુસિંહ કહે: "મારી એટલી બધી અવગણના શા માટે, ભાઈ?" નવાબ બોલ્યો: "તમે મહાવીર છો, તમારા ઉપર ક્રોધ થતો નથી, તમારી વેણી કાપી આપો, બસ એટલી જ વાત." તરુસિંહ કહે: "તમારી કરુણા હૃદયમાં ગાંઠી લીધી; જે માગ્યું તેના કરતાં યે વધારે દેઈશ: વેણી સાથે માથું!" [૧]

(સં. ૧૯૫૬) ૨ કાર્તિક, ૧૩૦૬

---

[૧] માથાના વાળ કાપવા એ શીખધર્મ વિરુદ્ધ છે, એના કરતાં તો ધર્મવીર શીખ માથું કાપી આપે!

૧૯

## રાજન્યાય

(રાજસ્થાન)

બ્રાહ્મણ કહે: "જે ઘરમાં મારી સ્ત્રી હતી, તે ઘરમાં તેનો ધર્મનાશ કરવાને રાતે ચોર પેઠો. એને બાંધી રાખ્યો છે, કહો એને શી સજા કરૂં?" એ સાંભળીને રતનરાવ રાજા બોલ્યો: "મૃત્યુ."

રાજદૂત દોડતો આવીને કહે: "એ ચોર તો યુવરાજ, બ્રાહ્મણે એને રાતે પકડ્યો ને સવારે એનું માથું કાપી નાખ્યું. બ્રાહ્મણને પકડી આણ્યો છે, કહો એને શી સજા કરૂં?" એ સાંભળીને રતનરાવ રાજા બોલ્યો: "મુક્તિ."

(સં. ૧૯૫૬) ૪ કાર્તક, ૧૩૦૬

---

૨૦

## છેલ્લી તાલીમ

એક દિવસ સન્ધ્યાવેળાએ શીખગુરુ ગોવિન્દ, એકાન્તમાં એકલા પોતાની જીવનકથા પોતાના મનમાં વિચારતા બેઠા હતા; જુવાનીના સુવર્ણપટ ઉપર સંકલ્પની રેખાઓ અખણ્ડ સમ્પૂર્ણ રૂપે ચીતરાઇ રહી હતી: "સમસ્ત ભારતને જિતી લેવાની જે આશા બાંધી હતી, તે આજે અનેક રીતે જીર્ણશીર્ણ થઇ ગઇ છે, શંકાગ્રસ્ત થઇ ગઇ છે, સંકટમાં ડુબી ગઇ છે. ત્યારે એ શું ભ્રમ જ? ત્યારે શું જીવન વ્યર્થ?" દારુણ શંકામાં થાકયે દેહે ક્ષુબ્ધ ચિત્તે સન્ધ્યાવેળાએ અન્ધારે બેઠા ગુરુગોવિન્દ વિચારતા હતા. તેવે સમયે આવીને પઠાણે એમને કહ્યું: "દેશ જવું છે, ઘોડા જે તમે ખરીદ્યો છે તેના દામ દો." ગુરુગોવિન્દે કહ્યું: "શેખજી સલામ; પૈસા કાલે આપીશ, આજ પાછા જાઓ ભાઇ." પઠાણ રોષે બોલ્યો: "પૈસા આજ જ જોઇએ." એટલું બોલી જોરથી એમનો હાથ પકડ્યો ને 'ચોર' કહી ગાળ દીધી. એ સાંભળી અકસ્માત્ ગોવિન્દે વિજળીવેગે કિરપાણ ખેંચી; પલકમાં

પઠાણનું માથું ધડ ઉપરથી ખશી પડ્યું, ધરતી લોહીથી લલ થઇ ગઇ. પોતાનું કૃત્ય જોઈને ગુરુ માથું હલાવી બોલ્યા: "આજે જાણ્યું જે મારો સમય વીતી ગયો છે! પાપ-તલવારે પોતાનો ધર્મ ભૂલી નિરર્થક લોહી પાડ્યું છે! આ બાહુ ઉપરનો વિશ્વાસ સદાને માટે ચાલ્યો ગયો છે. આ પાપ ધોઇ નાખવું જોઇશે, આ કલંક લુંછી નાખવું જોઇશે — આજથી જીવનનું એ છેલ્લું વ્રત."

પઠાણને નાનો દીકરો હતો, તેને ગોવિન્દે બોલાવી લીધો. તેને પોતાના સન્તાન પેઠે આંખ સામે રાખી પાળવા માંડ્યો. પોતાની જે સૌ શાસ્ત્ર- ને શસ્ત્ર-વિદ્યા, તે સૌ એને શીખવી દીધી. એ વૃદ્ધ વીરગુરુ એ બાળકની સાથે બાળકની પેઠે સાંઝસવાર ખેલવા લાગ્યા. ભક્ત સૌ એ દેખીને કહે: "આ શું પ્રભુ, આ શું? અમને તો શંકા થાય છે. વાઘના બચ્ચાનું ગમે એટલું જતન કરો, તોય એનો સ્વભાવ ફરે શું? જ્યારે એ મોટો થશે ત્યારે, યાદ રાખજો ગુરુદેવ, એના નખ ભયંકર થશે." ગુરુ કહે: "એ જ જોઇએ, વાઘના બચ્ચાને વાઘ ના બનાવું જો, તો શીખવું શું?"

દેખદેખતામાં ગોવિન્દને હાથે બાળક મોટો થયો. છાયાની પેઠે ગુરુની સાથે ફરે, પુત્રની પેઠે સેવા કરે, પ્રાણની પેઠે ગુરુને ચહાય, જમણા હાથની પેઠે પાસે સદા જાગતો રહે. શીખગુરુ ગોવિન્દને જેટલા પુત્ર હતા, તે સૌ યુદ્ધમાં ખપી ગયા હતા. આજ તેમની વૃદ્ધાવસ્થામાં પઠાણપુત્ર એમના શૂન્ય હૃદયમાં ઘર કરી બેઠો. સડેલા વડના પોલા થડમાં વાયુએ ઉડી આવેલું બહારનું બીજ પડે, તે ઉગીને ઝાડ થાય ને ફાલીફુલીને પોતાને ડાળપાને વૃદ્ધ વડને ઢાંકી દે.

એક વાર ગુરુને પગે લાગી પઠાણ કહે: "આપની ચરણરજકૃપાથી મારી તાલીમ પુરી થઇ છે. હવે આજ્ઞા હોય તો રાજસેનામાં જઇ

મારે પોતાને કાંડાબળે કંઇક ઉપાર્જન કરૂં." એની પીઠે હાથ રાખી ગોવિન્દ બોલ્યા: "તારા પૌરુષને માટે એક તાલીમ હજી યે બાકી છે."

બીજે દિવસે ગોવિન્દ એકલા બહાર નિકળ્યા, પઠાણને બોલાવી કહ્યું: "તલવાર લેઇને મારી સાથે ચાલ." "સાથે આવીએ, સાથે આવીએ," કહીને ભક્તજનોએ કોલાહલ કરી મુક્યો. ગુરુએ કહ્યું: "સૌ પાછા જાઓ." બન્ને જણ ધીરી ગતિએ વિના બોલ્યેકર્યે નદીતીરે ચાલ્યા. પથરાળા કિનારામાંથી વરસાદની જળધારાએ પોતાની હજારો આંગળી વડે લાલ માટી ખણી કાઢી છે. વિશાળ શાલ વૃક્ષો હારોહાર ઉભાં છે ને તેમની નીચેનાં નાનાંનાનાં તરુ આકાશનું મુખ નિરખવાને ઠેલાઠેલી કરી રહ્યાં છે. નદીનું જળ સ્ફટિકન જેવું સ્વચ્છ છે, એક ધારે ગેરુઆ રંગની રેતીને કિનારે વહી જાય છે. નદીકાંઠે ગુરુએ ઇસારો કર્યો, પઠાણ ઉભો રહ્યો. આથમતા દિવસનો ઝાંખો પ્રકાશ, ગરુડની પાંખ પેઠે, પોતાની છાયા લંબાવીને પશ્ચિમને કિનારે શાન્ત આકાશમાં ઉડી જતો હતો. ગુરુએ પઠાણને કહ્યું: "મામુદ, અહીં આવ, અહીં ખોદ તો!" ખોદતાં લાલ દાઘ વાળી એક શિલા નિકળી. ગોવિન્દ બોલ્યા: "આ શિલા ઉપર જે લાલ દાઘ, તે તારા પોતાના બાપનું લોહી. અહીં એનું દેવું પતાવ્યા વિના, વખત પણ આવ્યા વિના મેં એનું માથું કાપી નાખેલું. આજ વખત આવ્યો છે; અરે પઠાણ, પિતાનો સુપુત્ર તું હોય તો ખેંચ તલવાર, પિતાના ઘાતકને વધેરી એના લોહીથી તરસ્યા પ્રેતાત્માનું તર્પણ કર." વાઘની પેઠે હુંકારો દેઇ પઠાણ વીરે છલંગ મારી ને રાતી આંખે ગુરુ ઉપર આવી પડયો, ગુરુ પત્થરની મૂર્તિ પેઠે સ્થિર રહ્યા. હાથમાંથી તલવાર ફેંકી દેઇ તુરતજ પઠાણ એમને ચરણે પડયો ને બોલ્યો: "ગુરુદેવ, સેતાનને લેઇને આવો ખેલ ના ખેલો. ખુદા જાણે છે કે પિતાનું ખૂન વિસરી ગયો છું. આટલા દિવસ પિતા, ગુરુ, બન્ધુ સૌ તમને જ માન્યા છે. એ જ સ્નેહ મનમાં છવાયો

રહો, હિંસા ઢંકાઇ રહો – બળી જાઓ. પ્રભુ, ચરણરજ દો.” એટલું બોલીને મુઠીઓ વાળી નાઠો; પાછું ય ના જોયું, ઉભો ય ના રહ્યો ને વન બહાર નિકળી ગયો. ગુરુની આંખોમાંથી બે આંસુ નિકળી પડયાં.

એ દિવસથી પઠાણ દૂર ને દૂર રહેતો. નિરાળા ઘરમાં સુએ, ગુરુદેવને જગાડવા જતાં પરોઢિયે દેખા ના દે, એમને બારણે હથિયાર લેઇને રાત્રે ના જાય, ગુરુની સાથે નદી પાર એકલો શિકારે ના જાય, એકાન્તમાં એ બોલાવે તોય ના જાય.

એક દિવસ ગોવિન્દે પઠાણની સાથે શેતરંજની બાજી માંડી. વેળા કેમ વહી જાય છે તેનું એકેયને ભાન નથી. સન્ધ્યા થઇ, રાત પડી. વારે વારે હારતો મામુદ જીદે ચઢયો. બાજી જોનાર સૌ પોતપોતાને ઘેર ચાલતા થયા. હમ્હમ્ કરતી રાત વહેવા લાગી. નમ્યે માથે પઠાણ એકમને બાજીમાં લીન થઇ ગયો છે. અકસ્માત્ શેતરંજની સોગટી ઉઠાવીને ગુરુએ મામુદના માથામાં ઠોકી, ખડખડાટ હસીને બોલ્યા: “પિતાના ખુનીની સાથે આવીને રમત માંડે, એવા બાયલાની તે જિત થતી હશે?” તુરત જ પઠાણે મ્યાનમાંથી વિજળી જેવી છુરી ખેંચી કાઢી ને ગોવિન્દની છાતીમાં બેસાડી દીધી. ગુરુ હસતે મોંએ બોલ્યા: “અન્યાયનું વેર કેમ લેવાય તે આટલે દહાડે આજ તું શીખ્યો, આજ તારી છેલ્લી તાલીમ પુરી થઇ. હે મારા પુત્ર, આજ તને છેવટના આશીર્વાદ આપું છું.”

( સંવત ૧૯૫૬ ) ૬ કાર્તિક, ૧૩૦૬

---

૨૧

**નકલી ગઢ** (રાજસ્થાન)

"બુન્દીનો કિલ્લો ભોંય ભેગો ના કરૂં, ત્યાં સુધી પાણીનો સ્પર્શ કરૂં ના," એવું પણ ચિતોડને રાણે લીધું. મન્ત્રી કહે: "અરે મહારાજ, આ તે કેવી પ્રતિજ્ઞા! મનુષ્યમાત્રને જે અસાધ્ય, એ તે તમે કેવી રીતે સાધી શકશો?" રાજા કહે: "જે અસાધ્ય તે સાધીશ, એ મારૂં પણ."

ચિતોડથી બુન્દીનો કિલ્લો ત્રણેક જોજન દૂર છે. ત્યાંના સૌ હાડા રાજપુત મહાશૂરવીર છે. એમને કોઇનો કશો ભય નથી, એનાં અનેક પ્રમાણ રાણાને મળ્યાં છે. ત્યારે કરવું શું?

મન્ત્રી કંઇક યુક્તિ વિચારે: "આજ સારી રાત વેઠીને બુન્દીના જેવો માટીનો નકલી ગઢ બાંધી દેઇએ. પછી રાજા આવીને પોતાને હાથે એ ગઢ તોડી નાખે. નહિ તો બોલ પાળવામાં જ આત્મઘાત કરી બેસશે." મન્ત્રીએ ચિતોડમાં નકલી ગઢ બાંધી દીધો.

હાડાવંશી વીર કુમ્ભો રાણાની ચાકરીમાં હતો. મૃગયા ખેલીને પાછો આવતો હતો, ખભે તીરધનુષ્ હતું. ખબર સાંભળીને બોલ્યો: "બુન્દીનો નકલી ગઢ તોડી હાડાવંશી રાજપુતોને લજવવા છે શું?"

માટીનો ગઢ તોડવાને મહારાજ આવ્યા. કુમ્ભો વજ્રગર્જનાએ ગરજ્યોં: "દૂર રહેજો, મહારાજ! બુન્દીને નામે આવો ખેલ ખેલો એ અપમાન નહિ સહું. નકલી ગઢના માટીના ઢગલાની પણ આજ રક્ષા કરીશ." હાથમાં બાણધનુષ્ લેઇને, ભોંય ઉપર ઘુંટણભર રહી કુમ્ભો એકલો નકલી બુન્દી ગઢની રક્ષા કરે છે. રાણાની સેનાએ એને ઘેરી લીધો, તલવારથી એનું માથું કાપી લીધું; નકલી ગઢને દરવાજે એનું ધડ પડ્યું. એના લોહીથી નકલી બુંદી ગઢ ધન્ય થયો.

(સં. ૧૯૫૬) ૭ કાર્તિક, ૧૩૦૬

૨૨

હોળી (રાજસ્થાન)

કેસરખાં પઠાણને કેતુનપુરના રાજા ભૂનાગસિંહની રાણીએ પત્ર લખી પાઠવ્યો, જે "લઢાઇ કરીને થાકયા હશો. આંખ સામે થઇને વસન્ત ચાલી જાય છે; તમારી પઠાણસેના લેઈને આવો, અમે રાજપુતાણીઓ હોળી ખેલશું." જુદ્ધમાં હારીને કોટા શહેર છોડયા પછી રાણીએ કેતનપુરથી પત્ર લખી પાઠવ્યો.

પત્ર વાંચીને કેસરખાં હશી ઉઠયો, મનને સુખે મુછ ઉપર હાથ દીધો. રાતી જોઈને પાઘડી માથે મુકી, આંખમાં સુરમો આંજી દીધો, સુવાસભર્યો રૂમાલ હાથમાં લીધો, હજારો વાર દાઢી ઝાડી સાફ કરી. પઠાણ સાથે રાણી હોળી ખેલશે એ સુખે કેસરખાંએ મુછ ઉપર હાથ દીધો.

ફાગણ મહિને દક્ષિણનો વાયુ છુટયો છે, બકુલવન માતી ઉઠયાં છે, આંબાને વને વને મોર બેઠો છે; ભમરા કંઇ કોઇનું કહ્યું સાંભળે છે? એ તો પોતપોતાના તાનમાં ગણગણતા આમતેમ ઉડતા ફરે છે. હોળી ખેલવાને પઠાણસેના આજ હળે હળે આવી છે.

કેતનપુરમાં રાજાના બાગમાં તે સમયે સંધ્યાવેળા થઇ છે. બાગમાં આવી પઠાણ સૌ વાંશળી વગાડતા ઉભા છે, એવે સમે હોળી ખેલવાને રાણીની સો રાજપુતાણી દાસી ત્યાં આવી પહોંચી. તે સમયે સૂર્ય રાતે રંગે રંગાયો છે, સંધ્યાવેળા થઇ છે.

ડગલે ડગલે ઘાઘરા ઝુલે છે, દક્ષિણવાયુએ ઓઢણાં ઉડે છે, જમણા હાથમાં ફાગની થાળી છે, નાડે પીચકારી લટકે છે, ડાબા હાથમાં ગુલાલભરી ઝારી છે; એમ રાજપુતાણીઓ હારે હારે આવે છે. ડગલે ડગલે ઘાઘરા ઝુલે છે, દક્ષિણ વાયુએ ઓઢણાં ઉડે છે.

આંખને અણસારે ચતુર હાસ્ય હશી, કેસરખાં પાસે આવીને ત્યારે બોલ્યો: "અનેક જુદ્ધમાંથી બચીને આવ્યો છું, આજ તો

લાગે છે કે જીવથી માર્યો જઇશ." એ સાંભળીને રાણીની સો સહચરીએ અટ્ટહાસ્યે હશી ઉઠી. રાતી પાઘડી ડોલાવી કેસરખાંએ રંગભરી સલામ કરી.

હોળીનો મદમાતો ખેલ શરૂ થયો, રાતા સન્ધ્યા-આકાશમાં ફાગ ઉડવા લાગ્યો; બકુલફૂલે નવો રંગ ધારણ કર્યો, ઝાડનાં મૂળમાં રાતો રંગ પડવા લાગ્યો; રાજપુતાણીને ઉંચે હાસ્યે ભય પામી પંખી પોતાનાં ગાન પણ ભૂલી ગયાં. કેમ જાણ્યે કયાંકથી રાતા સન્ધ્યા-આકાશમાં રંગનું વાવાઝોડું ઉઠયું.

"આંખમાં કેમ નશો જામતો નથી?" એમ મનમાં મનમાં કેસરખાં વિચારે છે. "હૈયું કેમ નાચી ઉઠતું નથી? નારીના પગનાં વાંકાં નૂપુર કોણ જાણે કેમ બેસુરાં બોલે છે? કંકણ પણ કંઇ વાગતાં નથી? આંખમાં કેમ નશો જામતો નથી?" એમ મનમાં મનમાં કેસરખાં વિચારે છે.

પઠાણ કહે: "રાજપુતાણીને દેહે કયાંયે કશીય કોમળતા નહિ? હાથ કંઇ કમળની દાંડી જેવા નથી, કંઠસ્વર વજ્રને ય લજવે એવો છે; સો કઠણ ને શુષ્ક, જાણ્યે મારવાડની ફૂલ વિનાની વેલ!" પઠાણ વિચારે જે "રાજપુતાણીને દેહે કે મને કયાંય કશીય કોમળતા નથી!"

એવામાં ભૂપાલીના તાનમાં વાંશળી વાગી ઉઠી. રાણી બાગમાં આવી પહોંચી. કુંડળમાં મુક્તામાળા ડોલે છે, કઠણ હાથ ઉપર સોનાનું જાડું કંકણ છે. દાસીના હાથમાં ફાગનો થાળ લેઇ રાણી બાગમાં આવી પહોંચી, ભૂપાલીના તાનમાં વાંશળી ઉતાવળે તાલે વાગી ઉઠી.

કેસરખાં કહે: "તમારી વાટ જોઇજોઇને તો મારી આંખો આંધળી થઇ ગઇ!" રાણી કહે: "મારીયે એ જ દશા છે!" સોય સખીએ હશી ઉઠી. પઠાણપતિના કપાળમાં રાણીએ એકદમ

કાંસાનો થાળ માર્યો. એકેવારે લોહીની ધાર છુટી, પઠાણપતિની આંખ ફુટી ગઇ.

વિના વાદળે કાટકો થાય, એમ ગર્જના થઇ ઉઠી; આકાશમાં ચન્દ્ર ઉગ્યો, મ્યાનમાંથી તલવાર ઝન્ ઝન્ ચમકી; દરવાજે સરણાઇ વાગી ને કાનડાનો ગમ્ભીર સુર નિકળ્યો; બાગનાં ઝાડ નીચે ગર્જના થઇ ઉઠી.

વાયુ વાયો ને ઓઢણાં ઉડી ગયાં, સૌના ઘાઘરા ખશી પડ્યા. કોઇ મંત્રબળે જાણયે નારીનો સૌ સાજ ખશી પડ્યો ને ફૂલમાંથી સાપ નિકળી પડે, એમ એક સો રાજપુતવીર પઠાણને ઘેરી ઉભા. સ્વપ્નની પેઠે ઓઢણાં ઉડી ગયાં, સૌના ઘાઘરા ખશી પડ્યા.

જે રસ્તે થઇને પઠાણ આવ્યા હતા, તે રસ્તે તેમાંનો કોઇ પાછો ફરી શક્યો ના. ફાગણની રાતે મદમત્ત કોયલને વાડીમાં વિરામ નથી. કેતનપુરના બકુલબાગમાં કેસરખાંનો ખેલ પુરો થઇ ગયો. જે રસ્તે થઇને પઠાણ આવ્યા હતો, તે રસ્તે તેમાંનો કોઇ પાછો ફરી શક્યો ના.

( સં. ૧૯૫૬ ) ૯ કાર્તિક, ૧૩૦૬

---

૨૩

**વિવાહ** ( રાજસ્થાન )

પહોરેક રાત વીતી છે, તે વારે ટમ્ ટમ્ વાજાં વાગી ઉઠે છે. છેડાગાંઠ્યાં વરકન્યા ચિત્ર પેરે નીચી આંખે બેઠાં છે. નગરનારીઓ બારીઓ ઉઘાડી, ઘુમટો કંઇક ખસેડી જુએ છે. વર્ષારાતે મેઘનો ગડગડાટ થાય છે, તેની સાથે ટમ્ ટમ્ વાજાં વાગી રહ્યાં છે.

ઈશાન ખુણેથી વાયરો છુટ્યો છે, મેઘેમેઘે આકાશ ઘેરાઇ

રહ્યું છે. સભામંડપમાં મણિમાળાની પેઠે ગોઠવાઇ રહેલા હજારો દીવા આંખને આંજી નાખે છે. એકાએક સભામાં આ કોણ આવી ઉભું! બહાર દરવાજે ભેરી વાગી ઉઠી. સભાના લોક સૌ ચમકી ઉઠયા, વરકન્યાને ઘેરી ઉભા.

મારવાડનો દૂતે આવીને ખુંપ પહેર્યો મૈત્રિરાજકુમારને સમાચાર આપ્યા: "શત્રુઓ સામે જુદ્ધ જાગ્યું છે, રાણો રામસિંહ રણસંગ્રામે ચઢે છે. તમે જે મૈત્રિકુળના રાજપુત, તે સૌને રણસંગ્રામે ચઢવાનું રાણાજીનું આમંત્રણ છે. જય રાણા રામસિંહનો જય!" એમ મારવાડનો દૂત ગર્જી ઉઠયો.

"જય રાણા રામસિંહનો જય!" એમ મૈત્રિપતિ ઉંચે સ્વરે બોલી ઉઠયો. કન્યાની છાતી ભયે કમ્પી ઉઠી, એની આંખો આંસુએ ભરાઇ ગઇ. જાનૈયા સૌ સાથે પોકારી ઉઠયા: "જય રાણા રામસિંહનો જય!" મહારાણાને દૂતે ઉંચે સ્વરે કહ્યું: "સમય નથી, મૈત્રિરાજકુમાર."

આ તે હવે શું કરવા વાજાં વાગતાં હશે! શું કરવા ગીત ગવાતાં હશે! વર ગાંઠ્યા છેડા છોડી નાખે છે, વરકન્યા સામસામે જોઇ રહ્યાં છે. વર કહે: "પ્રિયે, રજા લેઉં છું, મૃત્યુસભાનું આ તેડું આવ્યું છે!" વૃથા આ વાજાં વાગે છે, વૃથા આ ગીત ગવાય છે.

વરને વેશે, માથે મુકુટ પહેરી રાજકુમાર ઘોડે ચઢી છુટયો. મલિન મુખે કન્યા અન્તઃપુરમાં ચાલી ગઇ. હજાર દીવા ધીરે ધીરે બુઝાઇ ગયા, રાજાની સભામાં અન્ધારૂં થઇ ગયું. ગળામાં માળા ને માથે મુકુટ પહેરી રાજકુમાર ઘોડે ચઢી છુટયો.

માતા રોઇને બોલે: "હાય રે અભાગણી દીકરી! હવે તો મીંઢળ છોડી નાખ, બેટા!" શાન્ત મુખે કન્યા માતાને કહે: "મા, પગે લાગું તારે, રો ના. મીંઢળ ભલે રહ્યું મારે હાથે,

એમને માટે મૈત્રિપુર જઇશ.” એ સાંભળી માતા કપાળે હાથ દેઇ કહે: “હાય રે અભાગણી દીકરી!”

કુળગોરે આશીર્વાદ દીધા. ઘરો-ડાંગેર કન્યાને માથે ચઢાવી, કન્યા પાલખીમાં બેઠી, નગરનારીઓએ મંગળગીત ગાયાં. રંગીન વસ્ત્રો પહેરીને દાસદાસીઓ હારે હારે કન્યાની સાથે ચાલ્યાં. માતાએ આવીને ચુમ્બન લીધું, પિતાએ આવીને માથે હાથ મુકયો.

ભાગી રાતે આકાશને અજવાળી દેતું મૈત્રિપુરને દરવાજે આ કોણ આવ્યું? લોક કહે: “વાજાં બંધ કરો. ઓ દાસદાસી, પાલખી ઉતારો. આજ મૈત્રિપુરના નગરજનો મૈત્રિપતિને અગ્નિદાહ દેવા મળ્યા છે. મૈત્રિપતિ આજે જુદ્ધમાં મરાયા છે. આ અમંગળ પ્રસંગે દરવાજે કોણ આવ્યું?”

“વાજાં વગાડો, અહો વાજાં વગાડો!” એમ પાલખીમાંથી નવવધૂ બોલ્યાં. “લીધાં લગન હવે ઠેલાશે ના, ગાંઠ્યા છેડા હવે છુટશે ના. આ સ્મશાનસભામાં પ્રદીપ્ત ચિતાગ્નિ સમક્ષ અધુરા મંત્ર હવે ઉચ્ચારો. વાજાં વગાડો, અહો વાજાં વગાડો!” એમ પાલખીમાંથી નવવધૂ બોલ્યાં.

વરને વેશે મોતીની માળા ગળે પહેરીને મૈત્રિપતિ ચિતા ઉપર સૂતા છે. પાલખીમાંથી નારી નીચે ઉતરી. પતિના વસ્ત્ર સાથે પોતાનું રાતું વસ્ત્ર ગાંઠ્યું. વરના માથા પાસે રાજકુમારી બેઠી ને તેનું માથું પોતાના ખોળામાં લીધું. ભાગી રાતે ભેટવાનો સાજ સજીને મૈત્રિપતિ ચિતા ઉપર સુતા છે.

વાજાં જોરથી વાગ્યાં. નગરનારીઓ ટોળેટોળે આવી. પુરોહિત કહે: “ધન્ય સુચરિતા!” ભાટચારણ કહે: “ધન્ય મૃત્યુજિતા!” ધૂ ધૂ કરીને ચિતા સળગી ઉઠી, કન્યા યોગાસન વાળીને બેઠી. સ્મશાનમાં જયધ્વનિ ઉઠ્યો, વાજાં જોરથી વાગ્યાં.

( સં. ૧૯૫૬ ) ૧૧, કાર્તિક, ૧૩૦૬

૨૪
## ન્યાયાધીશ[1]

પૂના નગરીમાં રઘુનાથરાવ પેશ્વા રાજ્ય કરે છે. ગાદીએ બેઠા પછી એ વીર બોલ્યો : "ધરતીનો ભાર ઉતારીશ – મૈસુરના હૈદર-અલીનું અભિમાન ઉતારીશ !"

જોતજોતામાં ૮૦ હજાર જોદ્ધાઓ એકઠા થઈ ગયા. શ્રાવણની ધારાઓ જેમ છુટે, તેમ દિશાએદિશાએથી માર્ગેમાર્ગેથી મરાઠાવીર પર્વતોમાંથી ને ગુફાઓમાંથી ટોળેટોળે છુટી આવ્યા. ગગનમાં વિજયપતાકા ફરફરી, અનેક શંખ ગર્જના કરી ઉઠ્યા. નગરનારી-ઓ વીરગાન ગાવા લાગી. મરાઠા નગરી ગર્વે કંપી ઉઠી. રહી રહીને ભૈરવડંકા પ્રલયગર્જના કરવા લાગ્યા.

ધ્વજાપતાકાનું વન બની ગયું, ધૂળે દિશાઓ પુરાઇ ગઇ, પ્રભાતસૂર્ય એ સૌમાં ઢંકાઇ ગયો. રઘુનાથ રાતે ઘોડે ચઢ્યો. જયજયનાદે આકાશ બહેરૂં થઇ ગયું. જાણે કોઇ મંત્રબળે રણવાદ્ય એકાએક થમ્ભી ગયાં!

કોને ચરણે પેશ્વાએ આમ એકાએક દીનતા સ્વીકારી ? રણ-મદે છુટેલા ૮૦ હજાર વીર કોને ઇસારે આમ એકાએક નિમેષ-માત્રમાં નગરને દરવાજે થમ્ભી ગયા ?

બ્રાહ્મણ ન્યાયાધિશ રામશાસ્ત્રી સામે આવી ઉભા. બે હાથ ઉંચા કરીને ઉંચે સ્વરે બોલ્યા : "રઘુનાથરાવ, નગર છોડીને જાઓ છો કયાં, પાપની સજા પામ્યા વિના ?"

---

[1] પંડિત શમ્ભુચન્દ્ર વિદ્યારત્ને રચેલી 'ચરિતમાલા'માંથી. રઘુનાથરાવના ભત્રિજા નારાયણરાવના ખુન સંબંધે લોકપ્રચલિત મરાઠી કથાનો અંગ્રેજી અનુવાદ ઍાકવર્થે રચેલા Ballads of the Marathas નામે ગ્રન્થમાં પ્રકટ થયો છે.

જયજયનાદ શાન્ત થઇ ગયો. રઘુનાથ કહે: "પ્રભુ, કેમ આજ આવી વેળાએ એકાએક માર્ગ રોકી ઉભા? યવનોનો સંહાર કરવા, યમદેવને ભક્ષ જોગવવા જાઉં છું."

શાસ્ત્રીજી બોલ્યા: "ભત્રિજાનું ખુન કર્યાનો તમારા ઉપર આરોપ છે. જ્યાં સુધી એનો ન્યાય ચુકવાયો નથી, ત્યાં સુધી તમે સ્વતંત્ર નથી. ન્યાયને અત્યન્ત કઠણ સૂત્રે તમે કેદી થયા છો."

રઘુનાથ રૂઠ્યો, હાસ્ય કરીને બોલ્યો: "રાજા કોઇનું બન્ધન માને ના. ચળકતી નાગી તરવારે ચાલ્યો છું, માર્ગમાં ન્યાયશાસ્ત્રનું ભાષ્ય સાંભળવા આવ્યો નથી."

શાસ્ત્રીજી બોલ્યા: "રઘુનાથરાવ, જાઓ યુદ્ધ કરો. મેં પણ આ ન્યાયદણ્ડ છોડચો. મારે ગામ ચાલ્યો જઇશ, ન્યાયમન્દિરની નાટકશાળામાં પુરાઇ નહિ રહેવાનો!"

શંખ વાગ્યા, ડંકા વાગ્યા; તુરત જ સૈનિકો આગળ ધસ્યા. દીન દરિદ્ર બ્રાહ્મણે એ ગૌરવપદ છોડી દીધું, સૌ સંપદ દૂર ફેંકી દીધી, પોતાના ગામની ઝુંપડીમાં ચાલ્યો ગયો.

( સં. ૧૯૫૬ ) ૪ માગસર, ૧૩૦૬

* * *

૨૫

## વચન-રક્ષા

"મરાઠા ચોર આવે છે, રે સૌ સજ્જ થાઓ," એમ અજમેરગઢને સેનાપતિએ લલકાર્યું. બપોર વેળા થઇ ગઇ છે, પોતપોતાના જુવારના રોટલા સીંકે મુકીને સૌ કોઇ બહાર નિકળી પડ્યું. ગઢને દરવાજે ભેરી ને તુરી વાગી. કોટ ઉપર ચઢીને જોયું, તો દક્ષિણમાં બહુ દૂર મરાઠી ઘોડાની ખરીઓથી ઉડતી ધૂળે આકાશ છવાઇ ગયું છે. "એ મરાઠા-પતંગીઆં તલવાર-અગ્નિમાં સૌ ભસ્મ થનારાં, એક પણ પાછું જાય ના," એમ ગઢપતિ દુમરાજ ગર્જી ઉઠ્યો.

મારવાડથી આવેલો દૂત કહે: " વૃથા આ બધી તૈયારી ! ગઢપતિ દુમરાજ, વાંચો પ્રભુની આજ્ઞા. સિંધિયા આવ્યો છે, તેની સાથે ફિરંગી સેનાપતિ છે; એમને ગઢ સોંપી દેવો એવી તમને પ્રભુની આજ્ઞા છે! વિજયલક્ષ્મી વિજયસિંહથી[1] ફરી બેઠી છે. વિનાજુદ્ધે અજમેરગઢ મરાઠાને સોંપી દેવાનો છે." "પ્રભુની આજ્ઞા ને વીરનો ધર્મ એ બે વચ્ચે આજ વિરોધ આવ્યો," એમ કહીને ગઢપતિ દુમરાજે નિસાસો નાખ્યો.

મારવાડને દૂતે બૂમ મારી: " છોડો છોડો એ સૌ હથિયાર !" ગઢપતિ દુમરાજ પત્થરની મૂર્તિ સમો સ્થિર થઇ ગયો. વેળા ચાલી જાય છે, મેદાન તપી રહ્યું છે, દૂર દૂર ગાયો ચરે છે, ઝાડની છાયામાં કરુણ રવે ભરવાડની વેણુ વાગે છે. "અજમેરગઢ જ્યારે મને સોંપ્યો ત્યારે વચન આપેલું, કે 'પ્રભુનો ગઢ આ જીવનમાં શત્રુને નહિ સોંપું.' પ્રભુની આજ્ઞાએ હાય, મારે મારૂં એ વચન તોડવું પડશે ?" એમ વિચારીને ગઢપતિ દુમરાજે નિસાસો નાખ્યો.

રાજપુત સેનાએ રોષથી લાજથી હથિયાર મુકયાં. ગઢપતિ દુમરાજ ગઢને દરવાજે સ્તબ્ધ ઉભો રહ્યો. પશ્ચિમના મેદાન પાર ગેરવાં વસ્ત્ર પહેરીને સંધ્યા ઉતરી. ધૂળ ઉડાવતી મરાઠી સેના દરવાજે આવી ઉભી. "દરવાજા પાસે કોણ આ સુતું છે? ઉઠ ઉઠ, ખોલ દરવાજો!" કોઇ સાંભળતું નથી, પ્રાણ વિનાનો દેહ કંઇ ઉત્તર આપતો નથી. પ્રભુના કર્મ અને વીરના ધર્મ વચ્ચેનો વિરોધ ટાળવા ગઢપતિ દુમરાજ આજ પ્રાણ ત્યજીને ગઢને દરવાજે સુતો છે.

( સં. ૧૯૫૬ ) માગસર, ૧૯૦૬

---

[1] મારવાડનો રાજા.

૨૬

જુનો ચાકર

ચાકર ઉપર આખો દહાડો ભૂતના જેવું ભયાનક મોં કરીને ઘરુણી ફરે, કંઇક ખોવાય તો બૂમ મારી ઉઠે: "કૃષ્ણો જ હરામખોર ચોર!" ઉઠતાં બેસતાં માબેન સમાણી ગાળ દેઉં, ચાકર બિચારો સાંભળ્યું ના સાભળ્યું કરે. જેટલી ગાળો ખાય એટલા ય રોટલા ખાય ના, તોય ગણકારે ના. કામ પડે ત્યારે જોરથી બૂમ પાડું: "કૃષ્ણા!" ગમે એટલો ખોળું, આખો દેશ શોધી વળું, પણ પત્તો જ લાગે ના! એક ચીજ આપી હોય તો પળવારમાં તોડીને ત્રણ કરી આપે; ત્રણ આપી હોય તો એક રહે, બાકીની એનો પત્તો જ નહિ બપોરે જ્યાં ત્યાં લહેરથી ઉંઘે. મહાકોલાહલ કરીને ગાળો દેઉં, ત્યારે અભાગિયો ગધેડો બારણા પાસે ઉભો ઉભો હસે; એને જોઇને મારૂં તો પેટ બળી જાય. તોય એની માયા એવી, કે છોડાતો નથી. બહુ જુનો ચાકર!

ઘરુણી ચઢચે મોંઢે બોલે: "હવે તો સહેવાતું નથી! રહ્યું આ તમારૂં ઘર ને તમારૂં બાર, કૃષ્ણાને લેઇને રહો! કહ્યું માને ના, લુગડાંલત્તાં જણસપત્તર બધું કોણ જાણે કયાં જાય છે, પૈસા પાણીના પેઠે ચાલ્યા જાય છે! ચોટામાં ગયો એટલે થઇ રહ્યું, પછી આખો દહાડો કૃષ્ણાનું મોં દેખવાનું નહિ! તમને શું કૃષ્ણા વિના બીજો કોઇ ચાકર જ જડતો નથી?" એ સાંભળીને રાગ કરી દોડું, કૃષ્ણાને કાન પકડી આણું ને કહી દેઉં: "પાજી, આજ જ નિકળ, ચાલતો થઇ જા." ધીરે ધીરે ચાલતો થાય, જાણું જે પાપ ટળ્યું. બીજે દિવસે સવારે ઉઠીને જોઉં, તો અકલનો એ ઓથમીર સામે આવીને ઉભો જ છે! મુખ એનું પ્રસન્ન, જાણે કશું ય દુઃખ નથી, કશો ભય નથી! છોડયો છોડાતો નથી, કરવું શું એનું? મારો જુનો ચાકર!

એ વર્ષે દલાલી કરીને કંઇ પૈસા બચાવ્યા. વિચાર કર્યો જે એકાદ વાર શ્રીવૃન્દાવન તરફ ફરી આવું. પરિવાર બધો સાથે

આવવા તૈયાર થયો; એમને સમજાવ્યું જે "પતિનું પુણ્ય તે સતીને પુણ્ય, બધાં ગયે તો ખર્ચ બહુ થઇ જશે." બચકાં પોટલાં બંધાઈ તૈયાર થઇ ગયાં, એટલે ઘરુણી બંગડીઓ ખખડાવતાં બોલ્યાં: "કૃષ્ણાને લેઇ જશો, તો પરદેશમાં બહુ દુઃખી થશો." મેં કહ્યું, જે "ઠીક, ત્યારે નિવારણ પણ સાથે આવશે."

રેલગાડીએ ચઢયા. વર્ધમાન સ્ટેશને ઉતરીને જોયું તો કૃષ્ણે હુકો ભરવા દોડાદોડી કરી મુકી; આવું તે રોજ રોજ કેટલુંક સહેવું? ઠપકો આપું તેમ તેમ ખુશ થાય મારો આ જુનો ચાકર!

શ્રીધામ પહોંચ્યા. ડાબે જમણે આગળ પાછળ ચારે બાજુથી પંડયા વળગ્યા, પળમાત્રમાં પ્રાણ ગળે આણી મુકયો! છ સાત જણે બંધુભાવે એકઠા થઇને એક ઠેકાણે ઉતારો કર્યો, જાણ્યું જે હવે દિવસ આરામમાં જશે. કયાં એ વ્રજબાળા, કયાં એ વનમાળા, કયાં એ વનમાળી, કયાં એ ચિરવસન્ત! અહીં તો વસન્ત ઋતુને બદલે વસન્ત રોગનાં (બળિયાનાં) દર્શન થયાં. એ રોગે હું સપડાયો, મરવા પડ્યો! ઉતારામાં જે સાથી હતા તે સૌ સ્વપ્નની પેઠે ઉડી ગયા. ઘરમાં હું એકલો, શરીર મારૂં બળિયાને ફોલ્લે ભરાઇ ગયું; કરુણ ક્ષીણ સ્વરે વારંવાર બોલાવું: "ઓ કૃષ્ણા, આય રે પાસે!" વિદેશમાં હવે પ્રાણ બચવાનો નથી એમ લાગ્યું. એનું મોં જોઇને છાતી ભરાઇ આવે, એ જાણે મારૂં પરમવિત્ત! રાતદહાડો મારા ઉશીકા આગળ ખડે પગે ઉભો રહે એ મારો જુનો ચાકર!

મોંમાં પાણી રેડે, ખબર પુછે, મારે માથે હાથ મુકે, ઉભો ને ઉભો જ રહે; આંખમાં ઉંઘ નહિ, મોંમાં અન્ન નહિ. વારંવાર બોલે: "બાપા, કશો ભો નથી, દેશમાં પાછા જશો, બાનું મોં પાછું જોશો." મને આરામ થયો ને ઉઠ્યો; પણ તાવે એને સપડાવ્યો, મારા મૃત્યુનો રોગભાર એણે પોતાની ઉપર લેઇ લીધો! બે દિવસ બેભાન પડી રહ્યો, પછી નાડી બંધ થઇ ગઈ! આજ

સુધી તેને છોડવાનું હું કરતો હતો, આજ એ જ છોડી ગયો! તીર્થ કરીને બહુ દિવસે હું ઘેર આવ્યો, પણ આજ સાથે નથી એ મારો જુનો ચાકર!

( સં ૧૯૫૨ ) ૧૨ ફાગણ, ૧૩૦૧

---

૨૭

**બે વીઘાં ભોંય**

બે જ વીઘાં ભોંય મારે રહી છે, બીજી બધી દેવામાં તણાઇ ગઇ છે. જમીનદાર કહે. "સાંભળ્યું કે અલ્યા, તારી ભોંય ખરીદી લેવી છે." મેં કહ્યું : "તમે તો જમીનદાર છો, જમીનની તમારે ખોટ નથી, મારે બહુબહુ તો મરવા જેટલી જ ભોંય છે." એ સાંભળીને જમીનદારે કહ્યું : "જાણે છે ને બાપુ, મારે બાગ બનાવવો છે; એ બે વીઘાં મળે તો બાગ લાંબો પહોળો સરખો થઇ રહે. એ તો તારે દેવી જ જોઇશે." છાતીએ હાથ દેઇ આંખમાં આંસુ લાવી હું બોલ્યો : "ગરીબનું આટલું ઘર બચાવો! સાત પેઢીના પૂર્વજ એ માટી ઉપર મોટા થયા છે, એ માટી મને સોના કરતાંય વહાલી છે. ગરીબીને કારણે એ માતાને વેચું એવો હું અભાગિયો!" જમીનદારની આંખ ક્રોધે લાલ થઇ ગઇ. થોડી વાર તો કંઇ બોલ્યો નહિ, છેવટે ક્રૂર હાસ્ય કરીને બોલ્યો : "ઠીક, જોઇ લેવાશે!"

દોઢેક માસ પછી અરેરે! ઘરબાર છોડી રસ્તા ઉપર નિકળી જવું પડ્યું. ખોટા દેવાના ખત ઉપર હુકમનામું કરાવી જમીનદારે મારૂં સૌ વેચાવી દીધું ને પોતે રાખી લીધું. અરેરે, આ જગતમાં જેના ભંડાર ભર્યા છે તેને વધારે ને વધારે જોઇએ છે, રાજાનો હાથ સૌ કંગાલનું ધન ચોરી લે છે! મેં તો વિચાર્યું જે ભગવાન મને આ મોહકૂપમાં રાખવા ઇચ્છતો નથી, તેથી એણે મને બે વીઘાં ભોંયના બદલામાં આખું વિશ્વ લખી આપ્યું! સાધુનો શિષ્ય

બની સંન્યાસીવેશે દેશેદેશે ફરવા લાગ્યો. કેટલાંય મનોહર ધામ જોયાં, કેટલાંય મનોહર દૃશ્ય જોયાં. દેશમાં સાગરમાં, નગરમાં વનમાં ગમે ત્યાં ભમું, તોય રાતદિન મારી એ બે વીઘાં ભોંય વિસારી વિસરે ના. હાટે વાટે ને ઘાટે, ચોટે ચકલે ને શેરીએ રખડતાં રખડતાં પંદર સોળ વર્ષ વીતી ગયાં; છેવટે એકવાર પાછાં દેશનાં દર્શન કરવાની ભારે વાસના થઇ આવી. नमोनमो नमः सुन्दरी મારી જનની જન્મભૂમિ! પવિત્ર નદીતીર, સ્નિગ્ધ વાયુ, અનન્ત મેદાન, ગગનલલાટને ચુમ્બતી તારી ધૂળ, ગાઢી છાયા વાળાં નાનાં નાનાં ગામડાંરૂપ શાન્તિના માળા, ઘટાઘેરાં આંબા-વાડીઆં, ગોવાળીઆંના રમતઘર, પ્રશાન્ત ઉંડાં નદીજળ, રાત્રિ-શીતળ સ્નેહ, ઘેર પાણી ભરી જતી મધુરહૃદય ગ્રામનારી! જનની જન્મભૂમિની એ સૌ સામગ્રી સાંભરી આવતાં આજે પ્રાણ વ્યાકુળ થઇ ગયો, આંખમાં પાણી ભરાઇ ગયું. બે દિવસ પછી બપોરે મારા ગામમાં હું પેઠો. ભાગોળે જમણી બાજુએ ગમ્ભીર વડનું ઝાડ મેલ્યું, ડાબી બાજુએ શિવાલય મેલ્યું; પછી આગળ ધર્મશાળા આવી, ત્યાર પછી કુંભારનું ઘર આવ્યું; છેવટે ભુખ્યો તરસ્યો મારી ઝુંપડી પાસે આવી પહોંચ્યો.

ફાટ્યે હૈયે ચારે કોરા ફરી ફરીને ઘર નિહાળ્યું; વાડામાં હજી યે એ જુનો આંબો છે! હૈયું કંઇક ઠર્યું. આંબા નીચે બેઠો; આંખનું આંસુ સુકાયું, વ્યથા શમી. બાળપણની સૌ વાતો સ્મરણપટ ઉપર એકેએકે તરી આવી: જેઠ મહિનાની રાતે વાયરો વાતો, ઉંઘ ઉડી જતી, મળસ્કામાં ઝટપટ ઉઠીને કેરીઓ વીણવા દોડી જતો; મધુર સ્તબ્ધ બપોર, એવી વેળાએ નિશાળમાંથી પલાયન કરી જતો. વિચાર આવ્યો જે અરેરે! આ જીવનમાં હવે એ દહાડા પાછા ક્યાં આવવાના! એવામાં વાયરો વાયો, આંબાની ડાળીઓ ડોલી ઉઠી, બે પાકી કેરીઓ ખોળા પાસે જ ભોંય ઉપર પડી. વિચાર્યું જે આટલે દહાડેય માતાએ મને

ઓળખ્યો! માતાનું એ દાન બહુ સ્નેહે બહુ સમ્માને એકવાર માથે ચઢાવી લીધું.

એવે સમે, હાય હાય! જમદૂત જેવો માળી ક્યાંકથી આવી ચઢ્યો! માથે ફાળીઉં બાંધેલું ને બૂમો પાડીને ગાળો દેવા લાગ્યો. મેં કહ્યું: "બાપુ, મેં તો બધું ય વિના બોલ્યે દેઇ દીધું છે, એમાંથી આ બે ફળ લીધાં તેને માટે આવડો મોટો કોલાહલ!" ઓળખ્યા વિના એ તો મને પકડીને જમીનદારની પાસે હવેલામાં લેઇ ગયો. એની વાત સાંભળીને જમીનદાર ક્રોધે ભરાઈ બોલ્યા: "મારી નાખ એ સસરાને!" એમના કરતાં એમના ચાકરો સો ગણું બોલે. મેં કહ્યું: "શેઠજી, માત્ર આ બે કેરીની ભીખ માગું છું." જમીનદાર હસીને બોલ્યા: "સાળો સાધુવેશે પાકો ચોર દેખું!" સાંભળીને હું હસ્યો, આંખમાં આંસુ ભરાઇ આવ્યાં: "મારા કપાળમાં આવું લખેલું! હા બાપુ, તમે આજ સાધુ, ને હું તો ચોર!"

( સં. ૧૯૫૧ ) ૧૩ જેઠ, ૧૩૦૨

---

૨૮

નિષ્ફળ ઉપહાર

કુંડળી ફરતાં જમુનાનાં જળ દોડ્યાં જાય છે. બે તીરે ગિરિતટ ઉભા છે. ઉંચાં શિખર આવી રહ્યાં છે. સાંકડા નદીમાર્ગમાં અનન્ત જળધારા ઉન્મત્ત પ્રલાપે ગર્જના કરતી દોડે છે.

નદીની વાંકી વેણીને ગુંચવતી, ગગનને ચુંબતી પર્વતમાળા દૂરદૂર સુધી ચાલી જાય છે; એ સ્થિર છે, તો ય જાણે રાતદિન ચાલે છે. નદી ચાલતી છે, તો યે જાણે સાંકળે બંધાઇ સ્થિર પડી છે.

વચ્ચે વચ્ચે શાલ તાલ વગેરે વૃક્ષો ઉભાં છે ને જાણે ઇશારા કરીને વાદળીઓને બોલાવે છે. બાકીની સમસ્ત ધરા સુકી છે, કઠણ છે; વનફૂલે ને કાંટાએ રૌદ્રરંગ ધરી સુતી છે.

ભૂમિ ઉપરથી દિવસનો તાપ ચાલતો થયો છે, પર્વત પોતાની છાયામાં ઉભા છે. ત્યાં જીવજન્તુ નથી, શબ્દ નથી, માર્ગ સૂના છે; રોજની પેઠે આજે પણ સૂર્ય પશ્ચિમસાગરમાં ડુબ્યો છે.

રઘુનાથ જ્યારે અહીં આવી ઉભો, ત્યારે શીખગુરુ ભગવત્-લીલા વાંચી રહ્યા છે. એમને ચરણે નમન કરીને બોલ્યો: “પ્રભુ, સેવક તુચ્છ ઉપહાર લાવ્યો છે!”

ગુરુએ બાહુ લંબાવીને રઘુનાથના માથા ઉપર હાથ મુકયા, એને આશીર્વાદ દીધા, કુશળ સમાચાર પુછ્યા. રઘુનાથે બે હાથ જોડયા, ગુરુને ચરણે સોનામાણેકે જડયાં બે કંકણ મુકયાં.

ભૂમિ ઉપરથી ગુરુએ કંકણ ઉપાડયાં, આંગળીએ ફેરવીને એને પ્રભુ જોવા લાગ્યા. પ્રકાશની છરીઓ હોય એમ સોય જેવી હીરાની અનેક કણીઓ ઘોચાવા લાગી.

કંઇક હશીને ગુરુએ કંકણ પાસે મુકી દીધાં, ને પાછા પોથી ઉપર આંખો ફેરવવા લાગ્યા. એવામાં અકસ્માત એક કંકણ પત્થર ઉપરથી સરી પડયું ને ગબડતું ગબડતું ઠેઠ યમુનાના પ્રવાહમાં ઉતરી પડયું.

“આહા આહા!” એમ ચીત્કાર કરતો રઘુનાથ દોડયો, બે હાથ પહોળા કરીને યમુનામાં પડતું મેલ્યું. અતિ આગ્રહથી પોતાનું શરીર પાણીમાં ઘુમાવવા લાગ્યો, કંકણ શોધવા હાથ ફેરવવા લાગ્યો.

ગુરુ તો પુસ્તકમાંથી મોં ઉંચુંય કરતા નથી, તેમના ઉંડા અંતરમાં તો પાઠની લગની લાગી રહી છે. યમુનાનું શ્યામ જળ કુંદડી ફરતું, જાણે મશ્કરી કરતું હોય એમ, કંકણની ચોરી કરીને છળથી ચાલ્યું જાય છે.

સૂર્ય દિવસની પાછળ ચાલ્યો ગયો; યમુનાને ડહોળી નાખી,

પણ કંકણ ના જડ્યું. ભીને વસ્ત્રે, ખાલી હાથે, નમ્યે શિરે રઘુનાથ ગુરુ પાસે આવી ઉભો.

હાથ જોડીને બોલ્યો: "કઇ જગાએ કંકણ પડ્યું તે જો દેખાડી દો, તો હજી યે શોધી લાવું." બીજું કંકણ નદીમાં ફેંકી દેઇ ગુરુ બોલ્યા: "એ જગ્યાએ."

---

૨૯

દીનદાન

રાજસેવકે નિવેદન કર્યું: "મહારાજ, સાધુશ્રેષ્ઠ નરોત્તમ આપના સુવર્ણ-દેવાલયમાં બેઠા નહિ ને માર્ગ ઉપરના ઝાડની છાયામાં બેશીને હરિકીર્તન કરે છે. ભક્તજનનાં ટોળેટોળાં એમને ઘેરી ઉભાં છે, આનન્દધારા ધરણીની ધૂળને પુણ્યપવિત્ર કરી રહી છે. દેવાલય શૂન્ય છે; મધભર્યા સોનાના ઘડાને પડતા મુકી ભમરા જેમ કમળને ગન્ધે મત્ત બની પાંખો ફફડાવીને બહુ ઉત્કંઠાએ પદ્મવનમાં દોડી જાય, તેમજ સોનાના દેવાલય તરફ નજર સરખી પણ કર્યા વિના નરનારીનાં ટોળાં હૃદયપદ્મમાં સ્વર્ગનો સુગન્ધ પ્રકટાવતા ભક્તની પાસે દોડ્યાં જાય છે. ખાલી દેવાલયમાં રત્ન-વેદિકા ઉપર દેવ એકલા છે."

સાંભળી રાજાને ક્ષોભ થયો. સિંહાસન ઉપરથી એકદમ ઉઠી ચાલ્યો ને ઝાડ નીચે જ્યાં સાધુ બેઠો છે, ત્યાં આવી ઉભો; સાધુને ચરણે નમસ્કાર કરી રાજા બોલ્યો: "જુઓ પ્રભુ, રાજાએ બંધાવેલું આ ગગનચુંબી સુવર્ણ-દેવાલય. એને છોડીને દેવકીર્તન કરવા આ રસ્તા ઉપર કેમ બેઠા છો?" સાધુ કહે: "એ મન્દિરમાં દેવ નથી."

રાજા રોષે બોલ્યો: "દેવ નથી? હે સંન્યાસી, નાસ્તિકના જેવી વાણી બોલે છે! રત્નસિંહાસન ઉપર રત્નદેવ દીપે છે, શૂન્ય છે એ?"

સાધુ કહે: "શૂન્ય નથી, રાજદમ્ભે ભરપૂર છે. તમે ત્યાં પોતાની સ્થાપના કરી છે, જગતના દેવની નહિ." ભૃકુટિ સંકોચી રાજા કહે: "વીશ લાખ મહોરો ખર્ચીને ગગનભેદી સુન્દર મન્દિર બંધાવ્યું છે, પૂજામન્ત્રે આરાધના કરીને દેવને સમર્પિત કર્યું છે; તું કહે છે જે એ મન્દિરમાં દેવતાનો વાસ નથી?" શાન્તમુખે સાધુ કહે: "જે વર્ષે અગ્નિપ્રલયથી તારાં વીશ હજાર પ્રજાજન ઘરબાર વિનાનાં, અન્નવસ્ત્ર વિનાનાં થઇ પડયાં; તારે બારણે હાથ જોડી ઉભાં, પણ એમની પ્રાર્થના તેં સાંભળી નહિ; એ બિચારાં પાછાં ફરી વનવન રખડયાં; ગુફામાં, ઝાડની છાયામાં, રસ્તાની ધારે, ભાગ્યાંતુટયાં મન્દિરને આંગણે સુતાં; તે વર્ષે તેં વીશ લાખ મહોરો ખર્ચીને એ સુવર્ણમન્દિર બાંધ્યું ને દેવને સમર્પ્યું. તે દિવસે ભગવાને કહ્યું: 'મારા અનાદિ ઘરમાં અનન્ત અન્ધકારની મધ્યે અનન્ત પ્રકાશ બિરાજે છે; મારા ઘરની ભીંતોમાં શાશ્વત સત્ય, શાન્તિ, દયા, પ્રેમ છે. જે દીન, ક્ષુદ્ર, કૃપણ ઘરબાર વિનાનાં પોતાનાં પ્રજાજનને ઘર આપી શકે નહિ, તે મને ઘર આપે?' એ જ પળે દીનબંધુ દેવ ત્યાંથી ચાલી નિકળ્યો, ને દીન લોકોની સાથે માર્ગ ઉપરના ઝાડની છાયામાં આવી બેઠો. અગાધ સમુદ્ર ઉપરનું ફેણ જેમ શૂન્ય છે, વિશ્વમાં તારૂં મન્દિર તેમ જ શૂન્ય છે; એ સુવર્ણ તારા અભિમાનનો પરપોટો છે."

રાજા રોષથી બળી ઉઠયો, બોલ્યો: "અરે ભંડ પામર! મારૂં રાજ્ય છોડી આ પળે જ ચાલ્યો જા."

સંન્યાસી શાન્ત સ્વરે બોલ્યો: મહારાજ, ભક્તવત્સલને જે સ્થાને દેશનિકાલ કરી શકો, તે સ્થાને ભક્તજનને પણ દેશનિકાલ કરી દો."

---

૩૦

## દેવની વિદાય

દેવમન્દિરમાં પ્રવીણ ભગત રાતદિન બેશીને જપમાળા જપે છે. એવે સમે સન્ધ્યાકાળે વસ્ત્રહીન કંગાળ ભીખારી ધૂળભર્યે શરીરે મન્દિરમાં પેઠો ને દીન સ્વરે બોલ્યો: "મારે ઘર નથી, દયા કરીને એક કોરે પડ્યો રહેવા દેશો?" ભગતે સંકોચાઇને એને કહ્યું: "અરે અરે અપવિત્ર, દૂર ચાલ્યો જા રે!" ભીખારી બોલ્યો: "આ ચાલ્યો." આંખના પલકારામાં તે ભીખારીએ દેવનું સ્વરૂપ ધારણ કરી દીધું. ભગત કહે: "પ્રભુ, આમ તે મને શું કરવા છેતર્યો?" દેવ કહે: "મને દૂર કર્યો માટે. જગતમાં દયાધર્મ માટે દરિદ્રરૂપે ફરૂં છું. ઘર વિનાનાંને ઘર આપે તેના ઘરમાં રહું."

( સં. ૧૯૫૨ ) ૧૪ ચૈત્ર, ૧૩૦૨

# વિલ્હેલ્મ ટેલ : સ્વતંત્રતાનું નાટક

**જર્મનમાંથી અનુવાદ કરનાર : નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ**

**મૂલ્ય : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ, ટપાલ ખર્ચ જુદું.**

## થોડાક અભિપ્રાયો :

કવિ શિલરના વિલ્હેલ્મ ટેલનો તમે કરેલો અનુવાદ સારો થયો છે. ભાષા રૂઢ અને વીર્યવતી છે; વિદેશની શૈલીનો તે પરિચય કરાવે છે, છતાં પ્રાસાદિક છે. નાટકના પ્રધાન પાત્રના આલેખન સંબંધે કદાચ ભારતવાસીનો ભિન્ન મત હોઇ શકે. પરંતુ તેમાં ઉપદેશેલી દેશભક્તિનૂં મહત્ત્વ સાર્વદેશિક અને સાર્વકાલિક છે. કોઇ કહેશે કે અનુવાદ કરવામાં તમે બહુ શ્રમ લીધો છે. હું તો મારા જાતિઅનુભવથી કહીશ કે તમે બહુ રસ લીધો છે. અને તેથી જ અનુવાદ સારો થયો છે.

તા. ૨૮ : ૩ : ૧૯૨૮ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

Seventy eight brightly and intelligently written pages on the life and lifework of Schiller: This is an introduction to Gujarati Readers for the fisst time, we believe, of the world-famous Schiller and his work. His well-known play Wilhelm Tell is translated here and ably annotated and illustrated too. The author has done his work with a thoroughness which is admirable.

'Modern Review' March-1928

કર્તાનું જર્મન ભાષાનું જ્ઞાન પ્રસિદ્ધ છે. મૂળ નાટક પદ્યમાં છે, પણ અનુવાદકે તેનું ગદ્યમાં જ ભાષાન્તર કર્યું છે, છતાં મૂળનું કવિત્વ અનુવાદમાં પણ પ્રતીત થાય છે. પુસ્તકમાં બની શકે તેટલા દૃષ્ટિબિંદુથી ટીકાઓ, નોંધો વગેરે કરેલ છે, સંસ્કૃત નાટકનું દૃષ્ટિબિંદુ પણ વિસરાયું નથી. અનુવાદકની ખંત, ધૈર્ય, વિદ્વત્તા, ચોવટ અને મહેનત શબ્દે શબ્દે દેખાય છે.

'પ્રસ્થાન' વૈશાખ – ૧૯૮૩

મૂળ પુસ્તક તથા અનુવાદ [illegible] અનુવાદકની આકાંક્ષા — ગુજરાતમાં જર્મન સાહિત્ય માટે ભૂખ જાગે એ — પરિપૂર્ણ થાય એમ સંભવ લાગે છે * * * એ ઉપરથી અનુવાદકનો જર્મન તેમજ ગુજરાતી ભાષા ઉપરનો કાબુ, તેમજ ભાવ અને રસની તીવ્ર ગ્રહણશક્તિ જણાઇ આવે છે. * * અનુવાદકના વિશાળ, સૂક્ષ્મ સ્પષ્ટ અભ્યાસની પ્રતીતિ થાય છે. * વિનયમંદિરો અને હાઇસ્કૂલોનાં ઉપલાં ધોરણમાં કે પછી મહાવિદ્યાલય અને પાઠશાળાઓમાં પણ પાઠ્ય પુસ્તક તરીકે રાખી શકાય તેવો આ અનુવાદ થયો છે.

'પુસ્તકાલય' ઓગસ્ટ — ૧૯૨૭

---

# પાટીદાર : સ્વતંત્રતાનું માસિકપત્ર

## તંત્રી : નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

## થોડાક અભિપ્રાયો :

કરાંચીનું 'નાગર,' વડોદરાનું 'ક્ષત્રિય' અને રા. નરસિંહભાઇ પટેલના પરિવર્તનપ્રિય તંત્ર નીચે આણંદથી નીકળતું 'પાટીદાર' આ ત્રણે જ્ઞાતિપત્રો છે, પણ સામાન્ય કોટિનાં નહિ, તેથી તેની નોંધ લેવાની ફરજ સાનન્દ બજાવીએ છીએ 'પાટીદાર'નાં ઘણાંખરાં પૃષ્ઠોમાં જે સામાજિક બળવાનો હાકલ વાગે છે તેનો નિનાદ અપ્રગતિમાન જ્ઞાતિ સુધી પણ પહોંચે એ ઇષ્ટ છે.

'કૌમુદી,' ચૈત્ર ૧૯૮૩

સત્ય હકીકત નિડરપણે જાહેર કરવામાં અને પાટીદાર કોમની અનિષ્ટ રુઢિઓ વિરુદ્ધ લડત ચલાવવાના ભગીરથ પ્રયત્નને લીધે, ટુંક મુદતમાં સુપ્રસિદ્ધ થએલા આ માસિક પત્રને, કોમી માસિકોમાં ઉંચે નંબરે મુકી શકાય. લેખો વેગભર્યા અને હૃદય હલમલાવી નાખે એવા આવે છે અને વિશેષ ચર્ચા કુળવાનશાહી અને એવી બીજી રૂઢિઓને તોડવાની ચાલે છે.

'નાગરજીવન'